રસમય નવલકથા નામક,

# વિમળા.

કર્ત્તા,

ચુનીલાલ વર્ધમાન શાહ;

વઢવાણ શહેર.

ઍમ્. વી. મોતીવાળા;

વઢવાણ શહેર.

સંવત્ ૧૯૬૧. સને ૧૯૦૫.

કિંમત રૂપિયો એક.

# પ્રસ્તાવના.

મુણ્ડેમુણ્ડે મતિ ર્ભિન્ના । 'કપાળે કપાળે જૂદી મતિ !' જેની મતિમાં જે આવ્યું તે, તે પ્રમાણે લખે છે. જેમ અન્ય લેખકો સ્વ-મત્યનુસાર લખે છે તેમ મેં પણ જે મારી મતિમાં આવ્યું તે લખ્યું છે; પરન્તુ તેની સાથે મારે એમ પણ કહેવું જોઇએ કે લોક-રૂચિના પ્રાબલ્યે પણ મારી મતિ ઉપર કાંઇક અસર કરી હોય તો તેમાં કાંઇ નવાઇ નથી; અર્થાત્ લોક-રૂચિમાં અને મારી રૂચિમાં ભાગ્યેજ ભિન્નતા હશે એમ હું માનું છું; અને તેથી જ મને આશા રહે છે કે આ મારી લઘુ નવલકથા જન-મંડળને કેટલેક અંશે પ્રિય થઇ પડશે.

આધુનિક ગુર્જર સાહિત્યમાં નવલકથાની કેટલી આવશ્યકતા છે, એ વિષે અનેક વિદ્વાન્ લેખકોએ પોતાની કલમ ચલાવી છે, તો હું-એક ક્ષુદ્ર લેખક તે વિષે શું લખી શકું ? કાંઇ નહિ ! આ સ્થળે માત્ર એકજ સિદ્ધાન્ત પકડી બેસવો વાજબી ગણાશે કે-" ડાહી સ્ત્રીઓની જેમ સારી નવલકથાઓ પણ જન-મંડળમાં બોધનો પ્રસાર કરે છે."

આ નવલકથા એક માસના લઘુ સમયનું પરિણામ છે. નવલકથાનો અમુક ભાગ લખતાં તે વખતે મનનું વલણ જે ભણી દોરાયું તે બાજુી જવા દીધું છે. એક વાક્ય લખ્યું, તેને છેકી મારી વળી બીજી રીતે લખ્યું એવી રીતે મનના વલણને વિપરિત માર્ગે દોરવાથી ભાષા સાથે નવલકથામાં પણ કૃત્રિમતા-દોષ આવી જશે

એવી ભીતિથી આ કથા લખી છે તેથી આ કથા માનની સામયિક વલણનું યથાસ્થિત ચિત્ર છે એમ પણ કહીએ તો કાંઇ ખોટું કહેવાશે નહિ.

નવલકથા લખતાં જનમંડળને રસ કયા વિષયમાં પડશે તે પ્રથમ વિચારવાનું છે, એમ ઘણા લેખકો કહે છે. હું પણ એમજ માનું છું, કારણ કે જન-મંડળને જે વિષયમાં રસ પડે છે તે વિષય તે હોંશે હોંશે વાંચે છે અને પછી એ વિષયમાં લીન થતાં તેમાંથી તે બોધ ગ્રહણ કરે છે. સામ્પ્રત સમયની ઉછરતી પ્રજાને પતિ-પત્નીનાં પ્રેમી ચિત્રો વધારે આહ્લાદકારક થઇ પડે છે અને તેથી અન્ય ચિત્રોથી યુક્ત કરી આ નવલકથાને ઉક્ત ચિત્રમય પણ કરી છે. મને આવું રૂચ્યું અને મેં તેવું લખ્યું. ધારૂં છું કે વાચક-વર્ગની રૂચિને મારી રૂચિ અનુકૂળ જ હશે.

આ નવલકથા લખતાં વિચાર અને ભાષાની સંકલના એકજ પદ્ધતિની રહી હોય એમ મને લાગતું નથી. જૂદે જૂદે સમયે કથાના જૂદા જૂદા ભાગો લખતાં જૂદી જૂદી જાતિની વિચારમાળા થઇ જાય તો મારા જેવાં એક ક્ષુદ્ર લેખકના સંબંધમાં એ કંઇ આશ્ચર્ય યુક્ત કહેવાશે નહિ.

આ નવલકથાની પ્રેરણા લેખકને ક્યાંથી સૂજી આવી, એમ પૂછવાને કદાચ કોઈ વાચક વૃત્તિ કરશે, અને તેથીજ આ કથાના પ્રેરક વિષે પ્રસ્તાવના પછી આપવામાં આવેલું કાવ્ય વાંચવાને હું વાચકને વિનવીશ. એ કાવ્ય ગૂઢ અને શ્લેષાર્થમય તેમજ દ્વિઅર્થી છે; તોપણ ઉત્સુક વાચક એ કાવ્યનો મર્મ જરૂર જ સમજશે, અને એમ પણ ધારૂં કે જેઓ સમજી શકે તેને માટેજ એ કાવ્ય છે, અન્યને માટે નથી.

પ્રસ્તાવનામાં જ નવલ કથાનો ટુંક સાર કે તેમાં દાખલ કરવામાં આવેલાં ચિત્રો વિષે વર્ણન વર્ણવી દેવાની શૈલી કેટલાંએક પુસ્તકોમાં જોવામાં આવે છે ખરી, પરન્તુ મને એ વાત રૂચતી નથી. પ્રસ્તાવનામાં જ સારનું વર્ણન કરી જવાથી વાચકને નવલકથા વાંચતાં જરાપણ રસ પડતો નથી. રસ ભગ્ન થતાં વાચક આખું પુસ્તક વાંચે એમ પણ ભાગ્યેજ બને છે. આ કારણથી અહિંયા એ વિષે વધારે વર્ણન કરવું એ અપ્રાસંગિક છે.

આ નવલકથાનાં પ્રૂફો ધ્યાન દઈને સુધાર્યાં છે, તોપણ પાછળથી માલૂમ પડયું છે કે તેમાં કેટલીક ચૂકો જેમની તેમ રહેવા પામી છે. વળી થોડાજ વખતમાં પુસ્તક બહાર પાડવાનું હોવાથી શુદ્ધિ-પત્ર કરવાનું પણ બની શક્યું નથી. બીજી આવૃત્તિમાં યોગ્ય સુધારણા કરવા કાળજી રાખીશ.

છેવટમાં કવિ નર્મદના થોડા શબ્દો યાદ કરી આ લઘુ પુસ્તકની લઘુ પ્રસ્તાવનાનો અંત આણીશ.

" જેના પૂર્વજ ને વળિ જેઓ, જન્મ થકી ગુજરાતી વધા,<br>
" કોઇ કોઈ રીતોની સાથે, આર્ય-ધર્મને રાખી રહ્યા;<br>
" તેની તેની છે ગુજરાત ! પછી હોય ગમે તે જાત !<br>
" તેની તેની છે ગુજરાત ! "

વઢવાણ શહેર. }<br>
સપ્ટેમ્બર ૧૯૦૫. } ચુનીલાલ વર્ધમાન શાહ.

## પ્રેરક.



"વિકસતિ સુલતાથી સદ્ય સૌંદર્ય સારૂં-
"પ્રસરતુંજ નિહાળ્યું, ચક્ષુ સામિપ્ય માંહે,
"શુભ ઝરણું વહીને માંહ્યથી મોહ કેઇ,
"મમ ચખ તણિ માંહે, આવિને લાગ્યું રૂહેવાઃ
"લતા જોઇ કિન્તૂ તે,
"ગઇ ચાલી; ગઇ ઊડી!
"અતી સૌંદર્ય જેતું હા!
"હતું મમ ચિત્તની મૂડી!
"મમ હ્રદય વશેલું વેલિ-સૌંદર્ય ચારૂ,
"ગમગિનિ મહિં લાગ્યું પૂરવા મૂજને તો,
"દરશન-હિનતા તે વેલિની દુઃખદાતા,
"થઇ જ પડિ અતીશે, કાર્ય વીહીનતાથી!
"મગજને કાર્યમાં જોડું,
"તદા દુખ અલ્પ લાગે તે,
"કર્યો આ કાર્ય-પ્રારંભ,
"ચુનાં-દિલની ગમગિનીએ!"



# અનુક્રમણિકા.

# વિમળા



## પ્રકરણ ૧

### બે પ્રવાસી.



રાત્રિ પૂર્ણિમાની હતી અને વળી આકાશમાં ચાંદનિ ખીલી રહી હતી તેથી આખું વન શ્વેત જ દેખાતું હતું. રાત્રિનો છેલ્લો પ્રહર હતો અને શાન્તિ સર્વત્ર ફેલાઇ રહી હતી, માત્ર ખેતરોમાં ઉભેલા જારના સૂકાઇ ગએલા સાંઠા ઝીણું ઝીણું ખખડાટ કરી પ્રસરી રહેલી શાંતિ ને કેટલેક અંશે દોષિત કરતા હતા.

આ વખતે બે ઉંટ સ્વારો જોસભેર આફૂટા ઝપેટયા જતા હતા. ઉંટ બે હતાં તેમાંના એક ઉપર બે જણાએ સ્વારી કરી હતી અને બીજા ઉંટ ઉપર ઘણો સખત બોજો લાદેલો હતો. સ્વારીના ઉંટ ઉપર પણ થોડો ઘણો બોજો જણાતો હતો. ચંદ્રના પ્રકાશમાં તેઓ ગમે તેવો ખરાબ પણ ટુંકો માર્ગ શોધતા હતાં અને પૂરી બીતિથી રસ્તો કાપતા હતા. ઉંટ પણ થાકી ગએલાં માલૂમ પડતા હતા. પરન્તુ બેસનારાઓની ચોપને લીધે તેમને પણ ઉતાવળું ચાલવાની જરૂર પડતી હતી.

" ભાઇ, લક્ષ્મીશંકર! તમે પણ આ ઠીક યુક્તિ લડાવી હો!"

" અરે! ત્યારે શું કરવું? હમણાં ખેતરમાંથી પણ કાંઇ સારી

ઉપજ આવતી નથી; ત્યારે પેટનું કંઇ પૂરૂં કર્યા વિના ચાલે ? જ્યાં ત્યાંથી પૈસા કમાવા ! આમ કેક ઠેકાણે કરતા ફરિયે ત્યારે કોઇક વાર આવી ટિક્કી લાગી જાય--"

"અને જન્મારાનું દારિદ્રય ફીટી જાય ! તમારે લીધે મારે પણ હવે આખા ભવ સુધી કમાવાની પંચાત ટળી ! પણ લક્ષ્મીશંકર ભાઇ ! તમારી યુક્તિ સાંભરતાં તો મને હસવું આવે છે ! તમે પણ ખૂબ કરી હો !" બારોટ બોલ્યો.

"અરે, યાર ! ખૂબ કર્યા સિવાય તો ક્યાં આમ પચાસ હજાર રૂપિયા રેઢા પડયા છે, ને બાપુકો માલ છે તે ઝટ લેઇ લઇએ ? એતો થતુંજ આવ્યું છે ! કહેવત છે કે 'લોભી હોય ત્યાં ધૂતારા ભૂખે ન મરે !'"

"ખરૂંજ કહોછો ! એવા લોભી ન હોય તો આપણા જેવાનાં પેટ પછી ક્યાંથી ભરાય ? લોકો ઘણાએ બરાડા પાડતા'તા કે દીવાન રાજ્યને લૂંટી લેછે ! પણ આપણે એનું સઘળું સોંસરૂં કાઢયું ! એ પણ બિચારો જાણશે કે મામા મળ્યા'તા !"

લક્ષ્મીશંકર હસ્યો. "હા ! હા ! હશે ! ભલેને હવે પેટ ફૂટી મરે ! આપણે તો આપણું કામ સાધ્યું એટલે થયું ! પણ લોભી છે તેથી સંતાપ તો ભારે કરશે હો ?"

"છોને કરે ! આપણે ક્યાં સ્નાન-સૂતક આવવાનું હતું ? સાળો રોઈ રોઇને મરશે !"

"હા, એતો હવે એમજને !"

"વાર, લક્ષ્મીશંકર ભાઇ ! આમાંથી મને શું આપશો ?" બારોટે ધીમે રહીને મોં સંભાળીને કહ્યું.

આ સાંભળી લક્ષ્મીશંકર થોડીએક વાર મૌન રહ્યો અને જરા

ફરડાકીથી બોલ્યો: " જે વાજબી હશે તે મળશે, કાંઇ તારે તો મહેનત નથી કરવી પડી ?"

" એમ કેમ બોલો છો ? લક્ષ્મીશંકર ભાઇ વળી ? મહેનત કેમ નહીં ? આપણી યુક્તિ દીવાનના મનમાં ઠસાવવાની મહેનત કાંઇ તમે જેવી તેવી સમજો છો ?"

"પણ મારી પેઠે જીવનાં સાટાં તો તેં કાંઇ નથી કર્યા ? હું પકડાયો હોત તો મારી શું વલે થાત ? અને તું પકડાયો હોત તો આમ તેમ બાટવેટા કરીને છૂટી જાત !"

બારોટના મનમાં ઉંડો ધ્રાસ્કો પડ્યો, અને મ્હોં ઉપર શીકાશ છવાઈ ગઇ ! ગમગીનીનો પડદો પડ્યો ! હૃદયમાં ઉષ્ણ નિઃશ્વાસ મૂકાયો. લાંબો વિચાર હવે થવા લાગ્યો.

લક્ષ્મીશંકરે અગાડી કહ્યું–"એમાં ડરે છે શાને ? તારા પાંચ હજાર ઉપરાંત તને બીજા બે ત્રણ હજાર મળશે પછી શું ?"

" બસ, એટલાજ ? " આ સાંભળતાં બારોટની આંખમાં આંસુ આવી ગયાં અને ' બેસવાની ડાળ ભાંગવા ' માટે હવે પ્રશ્ચાત્તાપ થવા લાગ્યો. તેની છાતી ભરાઈ ગઈ–આગળ બોલી શકાયું નહિ. માત્ર ઉંડો નિઃશ્વાસ નંખાયો. " હરિ ! હરિ !"

લાંબા આનંદનું પરિણામ શોકમાં આવ્યું ! ઊંટને જરા વધારે ઝપાટાબંધ ચલાવ્યાં અને એટલામાં પાછળથી ઘોડાના દાબડાનો અવાજ કાન સાથે અથડાવા લાગ્યો. બન્ને જણાના જીવ આકાશમાં ઉડવા લાગ્યા અને ઊંટને ઊભું રાખી પછવાડે દ્રષ્ટિ ફેંકવા લાગ્યા તો બે કાળી આકૃતિયો તેમની તરફ જોસબંધ આવતી જણાઇ. બે ચાર પળમાં તો બન્ને આકૃતિયો ઊંટ આડી આવીને ઊભી રહી ! મુસાફરો ગભરાવા લાગ્યા.

# પ્રકરણ ૨ જું.

## રમણપુરનું રાજ્ય-તંત્ર.



સૃષ્ટિ સૌંદર્યના અજબ બહાર વચ્ચે આવીરહેલું રમણપુર એ એક દેશી રાજ્ય હતું. રાજ્યતંત્રનું વાજિત્ર દુષ્ટ અને સ્વાર્થી કાર્યભારી મંડળને લીધે ખોખરૂં વાગતું હતું અને રાજ્યાધિપ અફીણી અને બેદરકાર હોવાને લીધે એમાંનું કાંઇ પોગળ સરકારને કાનેજવા પામતું નહિ.

રાજાનું નામ અમલસિંહ હતું અને એ આખો દિવસ અફીણનો અમલ કરવામાંજ નિમગ્ન રહેતો હતો જેથી કારભારી કે કારભારીને નામે બીજો કોઇ પ્રજા ઉપર શું ત્રાસ વર્તાવે છે તેનું તેને બિલકુલ ભાન હતું નહિ; માત્ર અફીણિયા સોબતીઓ સાથે કસુંબાઓ પીને નકામી કુથલીઓ સાંભળવામાં રોકાવું એજ એના આખા દિવસનું કર્તવ્ય કર્મ હતું. રાજાની આવી સુસ્ત વૃત્તિને લીધે કાર્યભારી મંડળને ઘર ભરવાનું ઠીક ફાવતું હતું. રાજ્યાધિકારીઓ સઘળા દીવાનના સગા અને સંબંધીઓજ હતા અને તેથી કરીને આખા મંડળનું વાજિત્ર એકજ કળને અનુસરીને ચાલતું હતું. આખા સ્ટેટ ઉપર સરકારી પોલિટિકલની દેખરેખ હતી પરન્તુ સાહેબને જ્યારે જ્યારે આવવાનો વખત થાય ત્યારે ત્યારે સાવચેત રહી ઘોંટાળો પડે એવા દફ્તરોને બાજુએ રાખી ઉજળી બાજુનુંજ માત્ર દર્શન થાય એવું તેઓ કરતા; અગરતો સાહેબનું કે સિરસ્તેદારનું મન રીઝાવી પરભારા ત્યાંથી વિદાયજ કરી દેતા. આવી રીતે રમણપુરનું રાજ્યતંત્ર રગશિયાંની પેઠે મન્દ મન્દ ડોલતું ડોલતું ચાલતું હતું.

રમણપુરની દીવાનગીરી કૃપણરાય નામના એક નાગર ગૃહસ્થના હાથમાં હતી. કૃપણરાય રાજ્યમાંથી ફોલી ફોલીને પોતાનું ઘર ભરવામાં બહુ કૌશલ્ય ધરાવતો હતો. લોકોની બૂમ બહુ આવતી હતી પરન્તુ તે કૃપણરાય પાસે આવવા પામતી નહોતી કારણ કે બીજા નિમ્ન અધિકારીઓજ તેમને ડરાવીને નસાડી મૂકતા હતા અને કદાચ કોઇ દીવાન સુધી પહોંચે તો દીવાનની વૃત્તિમાંથી પણ ત્રાસ સિવાય બીજું કાંઈ ફરિયાદી બિચારો પામતો નહીં.

અમલસિંહને માત્ર એકજ પુત્ર હતો—બીજું કાંઇ ફરજંદ નહોતું. પુત્રનું નામ જયસિંહ હતું. નાની વયથીજ અભ્યાસ ઉપર પ્રીતિ હોવાને લીધે અઢાર વર્ષની ઉમર સુધી તેણે કૉલેજ છોડી નહિ હતી; અને એટલાં વર્ષમાં પણ તેણે અંગ્રેજી અને સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો. જયસિંહને પોતાના એક બાળ મિત્ર સાથે સારી ગોષ્ઠિ હતી. બન્ને મિત્રોનાં હૃદય એકજ હતાં માત્ર શરીરજ જૂદાં હતાં એમ કહીએ તોપણ ચાલે! રમણપુરના રાજ્યના આદ્ય કાર્યભારીનો એ પુત્ર હતો અને એનું નામ વિદ્ભરાય હતું. વિદ્ભરાય પણ એક જબરો વિદ્વાન હતો. પિતાજીની દ્રવ્યોપાર્જના સારી હતી જેથી અત્યારે તે નિશ્ચિંત હતો અને માત્ર જયસિંહ સાથે જ્ઞાન-ગોષ્ઠિ કરવામાંજ નિમગ્ન રહેતો હતો. પરન્તુ આવી રીતે જયસિંહ વિદ્ભરાય સાથે આખો દિવસ બેસી રહે એ દુષ્ટ કાર્યભારી મંડળને રૂચતું ન હતું. કારણ પણ પોતાના સ્વાર્થનુંજ હતું. વિદ્ભરાય ચાલાક અને બુદ્ધિશાળી હોવાને લીધે તેઓનું બધું પોગળ ઉઘાડું પડશે અને જો કદિ રાજા કે કુમાર વિફરશે તો બૂરૂં થશે એવી જબરી ભીતિ તેમના હૃદયમાં થોડા દિવસ થયાં રમણ કર્યા કરતી હતી. વિદ્ભરાયના સહવાસને લીધે રાજનું સઘળું પોગળ જયસિંહ સમજતો હતો પરન્તુ પિતાજી કને એ વાત બહાર પાડવામાં તે સારૂં પરિણામ જોતો ન-

હોતો; કારણ કે અમલસિંહના મનમાં ' અંગ્રેજી કેળવણીનું પરિણામ નઠારૂં આવે છે ' એ સિદ્ધાંત કારભારીઓએ ઠસાવી દીધો હતો અને તેથી કરીને જો કદિ જયસિંહ ઉક્ત બાબત વિષે એક પણ શબ્દ રાજા કને ઉચ્ચારે, તો તે હલકી કેળવણીનું પરિણામ અને હાંસિપાત્ર ગણાય. વળી ક્રૂર અધિકારીઓ અને અફીણના સોબતીઓએ, જયસિંહ અને વિઠ્ઠરાય રાજ્યદ્રોહી–રાજ્ય લેવાના લાલચુ છે, એવી વાત રાજાના મનમાં ઠસાવી દીધેલી હોવાથી આ વખતે કાંઇપણ બોલવામાં સહી સલામતી છે એવું જયસિંહ માનતો નહોતો.

'ત્યારે હવે આ પોગળ ક્યાં સુધી ચાલવા દેવું તેનો કાંઇ વિચાર કર્યો ?" એક વાર જયસિંહે વિઠ્ઠરાયને કહ્યું

"સાહેબ ! અત્યારે એ બાબત ઉચ્ચારવામાં જરા પણ ફાયદો નથી ! જે થાય તે જુઓ. જો વચન ઉચ્ચારશો તો હારશો અને મૂર્ખ ગણાશો. બાજી હાથમાં આવે ત્યાં સુધી मौन्यमेव विभूषणमपंडितानाम् રાખો."

"હાલ તો એમજ છે. નહિ તો એ દુષ્ટોએ પિતાજીના મગજમાં ઠસાવેલો સિદ્ધાન્ત સાચો માનવાની શંકા સાચી પાડવાનો વખત આવ્યો એમ તેઓ માને."

"પણ તમે બીજું કાંઈ સાંભળ્યું ?"

"શું ?"

"તમારૂં સગપણ કરવા વિષે વાતચીત ચાલેછે !"

"કોની પાસે અને ક્યારે ?" જયસિંહે કઠોર અવાજથી કહ્યું.

"રાજાજી પાસે દીવાનજીએ વાત કાઢીછે એમ સંભળાયછે અને ઉમેદપુરની કુંવરીનું નામ પણ અપાઇ ચૂક્યું છે !"

"એ કદિ બનનાર નથી. આપણે ધાર્યું છે તે થશે તો ભલે, નહિ તો એમાંથી સારૂં નહિ થાય !"

"એ અહિંયા પછાડા મારોછો પણ રાજ્યમાં તમારા વળનું કોણ છે કે તમે કહેશો કે કહેવરાવશો ?"

"માતુશ્રીને કહીને તજવીજ કરાવીશ. બસ, હવે હું રજા લઇશ. મેં આ વાત સાંભળી ત્યારથી મારાં રૂવાં ઊભાં થાયછે અને હૃદયને ચેન પડતું નથી."

"શું માતુશ્રીની લજ્જા મૂકશો ? તો પછી અંગ્રેજી કેળવણીનું કુત્સિત પરિણામ સિદ્ધ થવાનું જ !"

"એ ગમે તેમ થય પરન્તુ માત્ર લજ્જાની ખાતર હું મારો ભવ બગાડવા ચહાતો નથી, મિત્ર વિક્રરાય ! બસ હવે હું જઇશ, વધારે વિલમ્બ કરવાથી મારૂં હૃદય ભેદાયછે !"

"એમ ઉતાવળા થવું એ નિષ્પ્રયોજન છે; માતુશ્રીને કહો તો શાન્ત પ્રકૃતિથી કહેજો નહિ તો ઉદ્ધતાઇ ગણાશે અને દુશ્મનો હસશે."

"હું કોઇની પણ દરકાર કરતો નથી; જે દુષ્ટો મને ફસાવવા, અણગમતા સંસારમાં ડુબાવી વ્યથિત કરવાની જિજ્ઞાસા રાખે છે તે દુષ્ટોને તો હું મારી સમશેરથી પૂરા કરીશ; પરન્તુ લાચાર છું કે અત્યારે સમય નથી !"

"હવે એ ક્ષાત્રિય જુસ્સો અહિંજ શમાવો અને પછી જાઓ. ફરી જો પુનઃ આ શબ્દો અન્ય કોઇને મ્હોંએ ઉચ્ચારતા ! અત્યારે આપણા હાથમાં બાજી નથી માટે જે થાય તે બેઠા બેઠા જોવાનુ છે."

બન્ને મિત્રો છૂટા પડ્યા. જયસિંહ અંદર ચાલ્યો ગયો અને વિક્રરાય ત્યાંથી ઊઠી પોતાને ઘેર ગયો.

# પ્રકરણ ૩ જું.

## લલિતા.



વિ ઠ્ઠલરાયનું લગ્ન પ્રમોદપુરના માજી અમાત્યની પુત્રી વેરે થયેલું હતું. અને તેનું નામ લલિતા હતું. લલિતા ઘણી ચપળ અને બુદ્ધશાળી હતી અને તેથી એ દંપતી સુખમાં દિવસો નિર્ગમન કરતું હતું. પ્રમોદપુરના રાજાની કુંવરી વિમળા સાથે લલિતાને સારી ગોષ્ટિ હતી અને તેથી વિમળાના પત્રો અવાર નવાર લલિતા ઉપર આવતા. વિમળાનું બુદ્ધિ-ચાતુર્ય એના પત્રો ઉપરથી જણાઇ આવતું હતું, અને ઘણાખરા સુન્દર પત્રો તો લલિતા વિઠ્ઠલરાયને પણ વંચાવતી હતી. પત્રો ઉપરથી વિમળાની વિદ્વત્તા અને ચાતુર્યની વાત જયસિંહને કાને પડતાં તેનો વિચાર તેની સાથે પોતાનું સગપણ થાય તો ઠીક, એવો થયો; પરન્તુ તે નકામો હતો. વિમળાની વાત એકવાર જયસિંહે પોતાની માતાને પણ કહી.

"ના બાપુ, તું સમજતો નથી! એ રાજ્ય તો આપણા કરતાં હલકું કહેવાય. વળી કન્યા પણ નાની છે!"

"માતુશ્રી! હલકું રાજ્ય હોય તો તેમાં આપણને શું હરકત છે? કન્યા ચૌદ વરસની છે, કાંઇ નાની ન કહેવાય!'

"જયસિંહ! તને બોલતાં લજ્જા નથી આવતી? હલકા રાજ્ય સાથે આપણાથી સંબંધ ન થાય! તું આવડો મોટો થયો પણ હજી રાજની રીત સમજતાં ન શીખ્યો?!"

માતુશ્રીનાં વચનો સાંભળી જયસિંહ અગાડી બોલી ન શક્યો, અને શરમાઇ જઇ નીચું જોયું એટલામાં અમલસિંહનું આવવું થયું અને રાણીએ સઘળી વાત તેને કહી.

"અરર! કુંવરની તો બુદ્ધિજ બહેર મારી ગઇ જણાયછે! શું એ એમ કહેછે કે હલકું રાજ્ય તેમાં આપણને શું હરકત છે? જરા પણ ખબર છે? આ બધું ભણાવ્યાનું ફળ છે! પેલા ગોરા લોકોની જેમ આ પણ સુધર્યો અને ઉધળ્યો!"

"એમ કહી કુંવરને માઠું લગાડો માં! હોય! છોકરાં છે, બોલે! હજી તો આવ્યાને દસ દિવસ પણ પૂરા નથી થયા! હજી રાજમાં રહેશે-સઘળી બાબતોથી માહિતગાર થશે એટલે સઘળુ સમજશે!"

"અરે, પણ વહુની વાત મોટેરાંઓ આગળ બોલતાં અરથા, જરા શરમાતો પણ નથી! આ તો પેલા ગોરા લોકોની જેમ તદ્દન નિર્લજ્જ થઇ ગયો!"

'હોય! હજી બાળકબુદ્ધિ છે. કાબેલ થશે એટલે સઘળું સમજશે!" રાણીએ રાજાને ગુસ્સે થએલા જોઇ વાત ઉડાવવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

"અરે, બિચારો દીવાન મને રોજ કહ્યાં કરતો હતો અને વાત પણ ખરી પડી. ભણાવવાનું પરિણામ કદિ સારૂં નીવડતું જ નથી." અમલસિંહ ઊઠીને ચાલ્યો ગયો અને જયસિંહ ત્યાંથી ઊઠી પોતાના દીવાનખાનામાં જઇ બેઠો.

વિગળા વિષે વાત કાઢવામાં જયસિંહ નિષ્ફળ નીવડ્યો અને તેનું મન તેના પત્રોમાં દર્શાવેલા ચાતુર્યને જ વળગી રહ્યું હતું; તો હવે શું કરવું તેનો તેને હવે મોટો વિચાર પડ્યો. વિક્રરાયને આ વાત તેણે જણાવી અને વિક્રરાયે લલિતાને જણાવી. વિક્રરાયને એથી બહુ ખેદ થયો, અને લલિતાને તો એથી બહુજ માઠું લાગ્યું. પોતાની પ્રિય સખી પોતાનાજ ગામમાં પરણી હોત તો તેને ઘણો આનંદ થાત; પરંતુ આ સાંભળી એ સઘળો આનંદ નષ્ટ થઇ ગયો. રાજા અને રાણી બન્ને એ વાતની વિરૂદ્ધ હોઇ કોઇનું કોઇ

ચાલે તેમ નહોતું. રાજાનું બોલવું સાંભળી જયસિંહના તો હોશકોશ જ ઉડી ગયા હતા.

—— :o: ——

## પ્રકરણ ૪ થું.

### વિમળાનો પત્ર.



પોતાના ક્ષાત્રિય જુસ્સામાં વિદ્દ્રાય પાસેથી ઊઠીને જયસિંહ પોતાની માતુશ્રી પાસે ગયો; અને ઉમેદપુરની કુંવરી વેરે સગપણ ન કરવું એમ કહ્યું. રાણી જાણતી હતી કે–ભાઇનુ મન પ્રમોદપુરના રાજાની કુંવરી ઉપર ચોંટયું છે પણ અમલસિંહનો મત એ બાબત ન હોવાથી રાણી કાંઇપણ બોલી શકે એમ નહોતું. પુત્રનું મન રાખવાની માતાની ઘણીએ ઇચ્છા હતી પરંતુ આ વખતે એમ બની શકતું અશકયવત્ હતું જેથી તે લાચાર હતી. ઉમેદપુર સગપણ કરવાની કુંવર ના પાડે છે એ વાત અમલસિંહને કાને પડતાંજ જયસિંહને ઠપકાના શબ્દોથી તેણે વધાવી લીધો અને રાણીને પણ ગાળો ભાંડવા મંડી ગયો. જયસિંહનું મન પૂર્ણ રીતે કચવાવા લાગ્યું પણ કાંઈ ચાલે તેમ નહોતું. કુળાભિમાનમાં તણાઈ જતા રાજાને પુત્રના સુખની કલ્પના ન થઈ, પરન્તુ કદાચ થાય તો કાર્યભારી અંડળ પોતાની ઇચ્છાનુસાર રાજાને રમાડવાને પૂર્ણ શક્તિ ધરાવતું હતું. પિતાજીના ક્રોધથી અને વચનશરથી વિંધાઇ જયસિંહ ચૂપ બેસી રહ્યો; પરન્તુ એનું મન શાન્ત થયું નહતું. પિતાજી બોલે તે સાંભળી રહેવું પરન્તુ કરવું તો પોતાનું ધાર્યુંજ: એવો વિચાર તેના મનમાં ઉદ્ભવ્યો અને એ બાબત વિદ્દ્રાયની સલાહ લેવાનો નિશ્ચય કર્યો. તુરતજ ઊઠી વિદ્દ્રાયને ઘેર ગયો.

દિવસ અસ્ત થઇ ગયો હતો. પક્ષીઓનો કિલકિલાટ બંધ થયો હતો અને આખા શેહેરમાં અંધકાર પ્રસરાતો આવતો હતો. વિદ્રાય આ વખતે ભોજન કરી દીવાનખાનામાં લલિતા સાથે વાગ્વિનોદમાં પડ્યો હતો. ત્યાં જયસિંહનું અકસ્માત્ આગમન થયું.

"પધારિયે સાહેબ! આજ તો સેવકનું ઘર પાવન કર્યું!"

"પ્રસંગને અનુસરીને આવવું પડ્યું છે. વિદ્રાયની વિદ્ત્તાનો ખપ પડ્યો છે તો થોડી તસ્દી આપવાની છે."

"બેશક ફરમાવો; કાંઈ ગુપ્ત હોય તો એકલા બેસિયે!"

"લલિતા ભાભીથી મારે કાંઇ ગુપ્ત હોતુંજ નથી!"

લલિતા હસી.

જયસિંહે અમલસિંહના કોપની અને ઉમેદપુર નહીં સગપણ થશે એ વાત વિદ્રાયને કહી; અને હવે શું કરવું એ બાબતનો ખુલાસો તેને પૂછ્યો. વિદ્રાય પણ આ સઘળું સાંભળી થોડીવાર સુધી મુંગોજ થઇ રહ્યો અને કહ્યું:

"માતુશ્રીની અને પિતાજીની લાજ છોડી તોપણ ધાર્યા પ્રમાણે પરિણામ ન આવ્યું."

"પરન્તુ હવે શું કરવું? ગમે તેમ થાય પણ ત્યાં સગપણ ન થતાં પ્રમોદપુર થાય એજ મારે જોઇએ છીએ."

લલિતાએ, આ સાંભળી, સ્મિત કર્યું અને વિદ્રાયને કહ્યું, "પેલો પત્ર તો જરા આપો."

"આપીને શું કરવાનું હતું? વળી વધારે વિમાસશે!" એમ કહી વિદ્રાયે એક પત્ર જયસિંહના હાથમાં મૂક્યો. જયસિંહ તે ઉખાળી વાંચવા માંડ્યો.

"વહાલી સખી લલિતા!

"જણાવવાને દિલગીર છું કે તારા અહિંથી ગયા પછી તારી "તરફથી એકપણ પત્ર નથી. પતિ-સુખના પ્રકાશમાં લીન થઇ ગએ-

"લીને સખીનું દુઃખ ન સાંભરે તો તેમાં કાંઇ નવાઇ નથી !"

"વ્હાલી સખી ! સંસાર સુખના તેજાબ્ધિમાં નાચતાં-કૂદતાં
"કેટલાંક દંપતીઓ સામે આપણે જ્યારે દૃષ્ટિ ફેંકતા ત્યારે આપણને
"પણ એ પ્રકાશમાં જઇ નૃત્ય કરવાનું મન થતું હતુ અને એ મન
"તેં તો પૂર્ણ કર્યું ! તું તે પ્રકાશમાં નૃત્ય કરવા લાગી પરંતુ મને તેં
"એકલી મૂકી એ જોઇ તારા સ્વાર્થીપણા ઉપર મને ધિક્કાર આપ-
"વાનું મન થાય છે ! મ્હારી વ્હાલી સખી મને તજીને ગઈ ત્યર પછી
"મને કેટલું દુઃખ થય છે તે હુંજ જાણું છું ! જો મને તેં તરતજ
"પ્રકાશમાં ખેંચી લીધી હોત તો નૃત્ય કરવાના આનંદમાં તારા વિ-
"યોગનું દુઃખ મને સ્મરત નહીં; પરંતુ તેં તો કાંઇપણ ન કર્યું એ
"જોઈ મને દુઃખ થયા વગર રહેતું નથી તું જેના સહવાસમાં રહી
"નૃત્ય કરે છે તેનો એક સન્મિત્ર મારા સાંભળવા પ્રમાણે-પ્રકાશમાં
"કોઇની સાથે નૃત્ય કરવાની ઇચ્છા રાખે છે અને જો તે ખરૂં હોય તો
"શું તેની તજવીજ તું નહિ કરે ? અંધારામાં ઊભાં રહીને બીજાને
"નૃત્ય કરતાં જોઇ મારૂં હૃદય દગ્ધ થાય છે જેથી આ ગરીબ-અ-
"નાથ સખીની કાંઇક દયા ખાય તો ઠીક ! એજ."

"લી૦ ઉત્તરને માટે ઉત્સુક
"વિમળા"

પત્ર વાંચી જયસિંહના ચક્ષુમાંથી આનંદનાં અશ્રુ ટપકવા લાગ્યાં. એકાદ બે પળ સુધી કાગળમાં લખેલા શબ્દો ઉપર તે નજર કરી રહ્યો અને મુગ્ધની પેઠે બેસી રહ્યો !

"કેમ ભાઇ ? यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी એ સિદ્ધ થયું ?"

"હું કાંઇ બોલી શકતો નથી. હવે કાંઇ તજવીજ કે તપાસ કરવાની રહી નથી. માત્ર શું ઉપાય કરવો એજ વિચાર સુઝાડવાનો

છે. મારો વિચાર પિતાજીને કહ્યા વિના એકદમ પ્રમોદપુર ઉપડી જવાનો છે કે જેથી અહીં તેમણે ધારેલું કામ અટકે અને આપણું કામ સિદ્ધ થાય!"

"જરા શરમાવ નો ખરા ? ગમે તેવા તોપણ પિતા છે! એમને કહ્યા સિવાય ઉદ્ધતાઈ કરી જવાય? લોકો હાંસિ કરશે તેનો કાંઈ વિચાર કર્યો ?"

"માતા પિતાની લજ્જા મૂકી ત્યાં લોકોની હાંસિનો સવાલજ ક્યાં રહ્યો? વિદૂરાય! તમે વિદ્વાન થઈને કેમ ભૂલોછો કે પિતાજીની મૂર્ખ આમન્યાને શરણ રહી આવું રત્ન ગુમાવવું અને પથરો કોટે બાંધવો?"

"જે કરવું તે પહેલાં દીર્ઘ વિચાર કરવાનો છે! લોકો આપણા માટે શું ધારશે એ સવાલ એક બાજુ રહ્યો, પરન્તુ દુષ્ટ કાર્યભારી મંડળ જે તમારાથી હમણાં થોડા દિવસ થયાં બ્હીવા લાગ્યું છે તે યથેચ્છ વર્તન કરી રાજ્યને પાયમાલ કરશે, એ માટે શું ધાર્યું? વળી તમે જશો અને પછવાડેથી તેઓ કદાચ પોતાનું ધાર્યું કરી સગપણ કરશે તો તમે શું કરશો? માટે જે થાય છે તે જુઓ!"

"વિદૂરાય! ખોટાં ખોટાં બ્હાનાં બતાવી મને અવળે માર્ગે ન દોરો! દુષ્ટ કાર્યભારી મંડળ તો મારી ગેરહાજરીમાં પણ તેમજ કરતું અને પછી પણ તેમજ કરશે!"

"અને તમે અહીં રહેશો તો તો તેમ કરતાં અટકશે, ખરાકની? તો પિતાજીનું ભલું કરવાથી દૂર રહેવામાં તમે તમારો ધર્મ સમજોછો?"

"તમે તમારી વિદ્વત્તાથી મને બદ્ધ કરોછો! શી ખાત્રીથી તમે કહોછો કે હું અહીં રહીશ તો તેઓ તેમ કરતાં અટકશે?"

"મેં ગુપ્ત રીતે ખબર મેળવી છે કે તેઓ સઘળા તમારાથી બીહે છે અને તેથી કરીનેજ તમારા સગપણની વાત રાજાજી પાસે કાઢી તમને પરણાવી તેઓ તમને ચિંતામાં નાંખવા ઇચ્છે છે!"

જયસિંહ આ સાંભળી બે ચાર પળ મુંગો રહ્યો. " બસ, ગમે તેમ થાય પણ અહીં રહેવામાં હવે હું જરા પણ સારૂં પરિણામ જોતો નથી! દુષ્ટોથી અપવિત્ર થએલી ભૂમિનો ત્યાગ કર્યા સિવાય આપણને કદિ કળ પડવાની નથી."

" તમે જશો અને પાછળ તેઓ સગપણ કરી વાળશે તો?"

"શું મારી સંમતિ સિવાય?" જયસિંહે આશ્ચર્યપૂર્વક કહ્યું.

" અલબત. જો તમારી સંમતિ લે તો તમારા કહેવા પ્રમાણેજ ન કરે?"

"પાછળથી સગપણ કરી વાળશે તે આપણને ખબર પડશે ત્યારે ના કહેવરાવીશું."

"એ તે કાંઇ રીત? એમ કરવાથી સામા રાજ્યનું અપમાન થયું કહેવાય અને એમાંથી તો જંગ જાગે! હવે જરા ડાહ્યા થવા લાગો! મૌખ્ર્ય મૂકી દો!"

"જઇશું ત્યારે પિતાજીને પત્રદ્વારા જણાવીશું કે સગપણ ન કરશો અને જો કરશો તો પસ્તાશો. તેમ છતાં જો કરશે તો પછી આપણે શું કરીએ? આપણે તો આપણી ફરજ બજાવીએ એટલે થયું! ગમે તેમ થાય પરન્તુ હવે મારે અહિં નથી રહેવું. પિતાજીના કટુ શબ્દો હું સહી શકતો નથી અને કારભારીનાં કુત્સિત કર્મો જોઇ શકતો નથી."

"માતુશ્રીની તમારા ગયા પછી શું સ્થિતિ થશે તેનો કાંઇ વિચાર કર્યો?"

"એમને માટે દિલગીર છું! પુત્ર-વાત્સલ્યનો બદલો જે માતૃભક્તિઃ તે મારાથી ન થાય તો તેનો જવાબદાર હું છુંજ! માતુશ્રીને દુભાવતાં મને બહુજ દુઃખ થાયછે, પરન્તુ લાચાર છું કારણ કે આ વખતે જો હું મારૂં ધાર્યું ન કરૂં તો મારૂં ભવિષ્ય બગડેજ બગડે!

એમને માટે આ સમયે લાચારી પ્રદર્શિત કર્યા વિના છૂટકો નથી. ઈશ્વર કૃપાથી એમને સંતોષવાનો સમય ભવિષ્યમાં મળી રહેશે !" જયસિંહની ચક્ષુમાંથી અશ્રુઓ સરી પડ્યાં. વિદ્રાય પણ કાંઈ ન બોલી શક્યો.

"પ્રિય મિત્ર વિદ્રાય ! આ સમયે તમારે મને સહાયભૂત થવું પડશે; મારી સાથે તમારે પણ આવ્યા સિવાય નહિ ચાલે !"

"તાબેદાર તો આજ્ઞાનુસાર વર્તવાને તૈયારજ છે. જો તમારો એજ નિશ્ચય હોય તો હવે હું કાંઇ કહી શકતો નથી. સ્વદેશ ભૂમિ મૂકતાં વસમું તો લાગે છે ! વળી પાછા પુનઃ આ ભૂમિનાં ક્યારે દર્શન થશે તે કહી શકાતું નથી !"

"બસ, હવે હું જાઉંછું, જેમ વધારે વિચાર કરૂંછું તેમ છાતી ભરાઈ જાય છે. અર્ધા કલાકમાં હું ગુણેશ્વર મહાદેવના મંદિર આગળ બે અશ્વો સહિત તમારી રાહ જોતો રહીશ. તમે પણ જોઈતી વ્યવસ્થા કરી તુરતજ આવજો. વધારે વાર રોકાવું હવે મને દુઃખદ ભાસે છે."

"પત્ર લખીને પિતાજીને સવારે મળે તેમ કરજો. જો જો ભૂલી જતા !"

"એ માટે નિશ્ચિંત રહેવું."

તુરતજ જયસિંહ ઘેર ગયો અને વિદ્રાય પ્રવાસની તૈયારી કરવામાં રોકાયો.

# પ્રકરણ ૫ મું.

## ક્લેશાનંદી.



રૂમણપુરના મંત્રી કૃપણરાયની સ્ત્રીનું નામ ક્લેશાનંદી હતું. ક્લેશાનંદીમાં ખરેખર નામ પ્રમાણેજ ગુણ હતો. હમેશાં ધણી સાથે લઢવાડ થયાં કરતી હતી—કૃપણરાયના સદ્ભાગ્યેજ કોઇક દિવસ આનંદમાં તો ક્યાંથી પણ કજીઆ સિવાય ખાલી જતો હશે! ગામમાં કૃપણરાય કાવતરાંખોર અને પૂરો લોભી ગણાતો હતો; પરન્તુ ક્લેશાનંદી પાસે તો 'ટકાનો ત્રણ શેર' જ હતો—એનાં કાવત્રાં કે કૃપણતા કાંઇ ક્લેશાનંદી ચાલવા દેતી નહિ; અને એમ પણ ખરૂં કે સ્ત્રીનો આવો સ્વાભાવ જોઇ કૃપણરાય તેને બહુ છેડતો પણ નહિ. એકાદ વર્ષ થયાં ક્લેશાનંદીને એક પુત્ર થયો હતો તે પણ ક્લેશાનંદીના ક્લેશમાંથી કેટલેક અંશે બચી જવાને કૃપણરાયનું સાધનભૂત સદ્ભાગ્ય જ હતું!

"આવ્યા! રાંડોને ઘેર ભટકી ભટકીને મધરાતે? શું કામ હતું તમારૂં અહિં—રહિયે નહિ રાંડોને ત્યાં? ધણીએ તમારી સગીઓ તમને રાખત!" એક રાત્રે ક્લેશાનંદીએ કૃપણરાય ઉપર શબ્દ-પ્રહાર કરવા શરૂ કર્યા.

"અરે, પણ તું એ બોલે છે શું? રાંડો શી ને વાત શી? કોઇ વાર કાંઇ કામને લીધે દરબારમાંથી આવતાં મોડું થાય એમાં તો કેવું કેવું ભસી મરે છેની?" કૃપણરાયે પ્રત્યુત્તર આપ્યો.

"અમે બોલિયે તે તો ભસી જ મરવાનું હોયની? અને પેલી ગામની કુતરિયો—છિનાળો બોલે એ વચનો તો રૂપાળાં ગ—જ્યાં સાકર જેવાં લાગે? હાય! એમાં કાંઇ તમારો વાંક નથી. મારા નશીબનો જ વાં-

કે છે; નહિ તો ગામના દીવાનને ઘેર રોજ ઊઠીને આવો ભવાડો હોય? કોઇ દિવસ તબિયત ન પૂછે, ખબર ન પૂછે અને મનમાં તો જાણે 'મરે તો ભલા જાય'! તે હા! હું તો હવે થોડા દિવસમાં મરવાની છું તે વાંસે સુખી થજો! અને રોજ ઊઠીને નવી ધણીઆણી કરજો!" કલેશાનંદી બોલતાં બોલતાં રોઇ ગઇ.–

"અરે પણ શું છે આ? આટલું બધું શું? શું મેં તારી ખરખબર ન પૂછી તે તું એમ બોલે છે? તું અહીં આવ્યા પછી મેં તને શું ઓછું પડવા દીધું છે તે તો મને તું કહે! હું પણ જાણું તો ખરો!"

"ઓછું આવવા દેવાની તે વળી તમારા ઘરમાં ક્યાં નવાઇ હતી? આ લ્યો પંદર દિવસ થયાં માથું દુઃખે છે અને રોજ તમને કહું છું પણ ધ્યાનમાં આવ્યું? શાનું આવે? હું તે કાંઇ તમારી ગણત્રીમાં છું?" કલેશાનંદી ડુસકાં ભરી આંસુ લ્હોવા લાગી.

"તું મને રોજ કહેતી હઇશ, પણ દિવસે રાજના કામમાં એ મને કાંઇ સાંભરતું નથી!"

"શાનું સાંભરે? સાંભરે તો દવા કરાવવી પડે અને વળી વૈદને પાંચ રૂપિયા પરખાવવા પડે! ક્યાં તમારી છાતીએથી એક પાઇ પણ છૂટે તેમ છે? તમને તો એક ગીધની પેઠે ઠોલી ખાતાં આવડે છે અને કાગડાની પેઠે કપટ ને લુચ્ચાઇ કરતાં આવડે છે. ભોળા બિચારા રાજાજીકે તમારાં કાવત્રાં જાણતા નથી! મારા પિયર જેવું રાજ હોયની તો ત્રીજે દિવસે બંગડીઓ પહેરાવી જેલજાત્રા કરવા મોકલીદે! પણ આંતો રાજા બિચારા અણીશુ તે તમને અને પેલા રડયા પિત્રાઇયોને ફાવ્યું છે!"

"ચુપ મર, લબાડ! તને કોણ ડાહ્યું કરેછે? રાજની વાતમાં બાંયડિયો તે શું સમજે? કપાળ! ખબરદાર જો કોઇને મ્હોંએ

ફરીથી આવું બોલી છે તો !"

"શાને ન બોલે ? ધૂતી ધૂતીને ઘર ભર્યુંછે અને પાંચ રૂપિયા વૈદામાં ન ખરચાય ત્યારે રોયો જીવ તો બળે ! અને બોલ્યા વિના ન રહેવાય ! મારા કરતાં તમને પાંચ રૂપિયા વધારે થઇ પડયા તે હું ક્યાં નથી જાણતી ?

"તારૂં માથું દુઃખેછે એમાં દવા કરવાની કશી જરૂર નથી. તારૂં માથું તો તારા આવા કકળાટિયા સ્વભાવને લઇને જ વધારે દુઃખેછે ! જો પંદર દિવસ કાંઇ કંકાસ ન કરે તો હમણાં માથું ઉતરી જાય !"

"તે ! એ તમારાં બાનાં હું ક્યાં નથી સમજતી ? આતો મને ભોળીને ફોસલાવતા હશો ! આ સઘળું એકઠું કર્યું છે એમાંથી મારી ખાતર તમે પાંચ રૂપિયા ન ખરચો ત્યારે મારે શું સમજવું ? લોભનો તે કાંઇ છેડો હોય ? એ-એ નહિ આવે-નહિ આવે, મરશો ત્યારે એક પાઇ સરખી પણ સાથે !" ક્લેશાનંદી ક્રોધથી વગર વિચાર્યે બોલી વળી.

"ચુપ રહે, રંડા ! નથી બોલતા તેમ તેમ ચબાવલી થાયછે ? વળી હદ ઉપરાંત બોલવું શું ? સાધારણ રીતે કહે કે દવા કરવીજ છે, એટલે બસ. પણ આતે કાંઇ રીત કે પછી ચઉદમું રત્ન ચાખવું છે ?"

"સાધારણ રીતે કહિયે ત્યારે તમે ક્યાં માનો તેવા છો ? તમને તો એજ જોઇએ. દવા કરાવવી હોય તો ભલે પણ અમારે પેલા દાક્તરીયાની દવા નથી કરવી. એ તો રડયા મફતની દવા આપે એટલે વેઠજ કાઢવાના !"

"એમ તે હોય ? પણ આપણા ગામમાં દેશી વૈદ્ય ક્યાં છે ?"

"હતો તો ઘણોએ બિચારો પેલો કહાનજી ! પણ તે બિચારાને પણ તમારાથી જ ગામ છોડવું પડયું ના ? તે દિવસે તેને રા-

જાણીએ બે હજારનું ઇનામ આપ્યું તેમાં તમારૂં મોઢું ન ભરાયું એટલે બિચારાનાં રાતો રાત ગોદડાં ભારે કરાવ્યાં !"

"હવે એ લપ મૂકી દે ! બોલ તારે દવા કોની કરાવવીછે ?"

"હા ! ભલું સાંભર્યું ! ગુણેશ્વર મહાદેવના મંદીરમાં એક જોગીરાજ ઉતર્યા છે તે વૈદું સરસ જાણેછે. પેલી મુક્તા વાત કરતી હતી કે એણે તો ગામના કેટલાએ માણસોના જીવ ઉગાર્યા અને વળી એ જોગીરાજ તો એવા કોક ચમત્કારી છે કે રૂપાનું સોનું બનાવી દેછે! રાતનો વખત તો બધો સમાધીમાંજ ગાળે છે !"

"રૂપાનું સોનું બનાવવાની વાત આજ તારી પાસેજ સાંભળી ! પણ ઠીકછે. હવે કાલ જઇશું અને તે બાબત તપાસ કરશું."

"ના પણ, કાલે જરૂર કાંઇક દવા લેતા જ આવજો !"

"બહુ સારૂં, બહુ સારૂં હવે સુઇ જા ! મને તો ઉંઘ આવેછે!"

કૃપણરાયે ટુંકામાં પતાવી દીધું, નહિતો કોણ જાણે આ સંવાદનો-તકરારનો ક્યારેએ અંત આવત !



## પ્રકરણ ૬ ઠું.

### ઠગાયો !



પ્રભાત થયું ! સૂર્ય નારાયણ પૂર્વ તરફનાં વાદળાંઓને ખસેડીધીમે ધીમે ડોકિયાં કરવા લાગ્યા. પક્ષીઓનો કલરવ વધવા લાગ્યો અને એ જોઇ માણસો પણ જાગૃતિમાં આવી થતા ધાંધાટમાં વધારો કરવા લાગ્યા.

આ વખતે કલેશાનંદી પારણામાંના બાળકને રોતું

સાંભળી મ્હેબાકળી ઉઠી અને જેમ તેમ માથું ઢાંકી–ન ઢાંકી ફુવડ-ની પેઠે બાળકને લેઇ ધવરાવવા બેઠી. આ વખતે કૃપણરાય ન્હાઈ, પૂજા કરી દરબારમાં જવા માટે કપડાં પહેરતો હતો. કલેશાનંદીએ, બાળકને ધવરાવતાં ધવરાવતાં, તુરતજ કૃપણરાયને સંભારી દીધું કે "દવા લાવવા ન ચૂકશો !"

કૃપણરાયે જવાબ વાળ્યો; "બહુ સારૂં;" અને ફરીને કલેશાનંદી સામું જોયું. તેનાં હાલ–હવાલ જોઇ કૃપણરાયને પણ જરા હસવું તો આવ્યું, પણ તે તેણે ખાળી રાખ્યું.

દરબારમાં જેમ તેમ ખબર કાઢી તરતજ કૃપણરાય ગાડી જોડાવી ગુણેશ્વર ગયો. ગુણેશ્વર મહાદેવનું મંદીર ગામથી એક કોસ દૂર હતું અને તેથી કરી લોકો ત્યાં ભાગ્યેજ દર્શન કરવા આવતા; પણ બે દિવસ થયાં તો લોકોની ત્યાં ઠઠ્ઠજ રહેતી; આનું કારણ કલેશાનંદીએ જણાવેલા જોગીરાજનું આગમનજ હતું. લોકોની ઠઠ્ઠ જોઇને કૃપણરાયને લાગ્યું કે "રાંડ ઘેર કહેતી હતી તે વાત તો ખરી !"

ગાડી થોભી. કૃપણરાય નીચે ઉતર્યો. મહાદેવનાં દર્શન કર્યાં પણ જોગીરાજનાં દર્શન કરવા માટે પૂછાવ્યું. એક બારોટ પાસે ઉભો હતો તેણે કહ્યું કે "સાહેબ ! મહારાજ હમણાં સમાધિસ્થ છે એટલે હજી દર્શન થવાને થોડી વાર છે, એમ હમણાં એમનો એક શિષ્ય કહી ગયો."

"એમકે ? ચાલો કવિરાજ, ત્યારે આપણે અંદર જરા બેસીએ !" કૃપણરાય અને બારોટ બન્ને અંદર ગયા; અને વાતોએ વળગ્યા.

બારોટ એ અમલસિંહના અફીણિયા સોબતી માંહેનો એક હતો અને અવાર નવાર રાજા પાસે કવિતા કરી ગાતો જેથી ગામના ઘણાખરા લોકો એને કવિરાજ કહી બોલાવતા હતા. કવિરાજનું નામ હરિરામ

હતું.-ખોટાં ખોટાં વખાણ ગદ્યમાં કે પદ્યમાં કરી રાજાને ખુશી કર-વાની શક્તિ તેનામાં સારી હતી તેથી આ રાજ્યમાં તે પોતાના કુટું-બને નિભાવી શકતો હતો.

મહારાજ સમાધિમાંથી જાગ્યા એટલે દર્શન થયાં. લોકોનાં ટોળે ટોળાં એમના પગને મસ્તિક અટકાડી વંદન સૂચવી વિદાય થવા લાગ્યા. કેટલાએક દવા માટે આજીજી કરવા લાગ્યા તેમાંના કેટલાકને જોગી-રાજ દાણા પાણી કે દોરા મંત્રી દેવા લાગ્યા અને કેટલાકને દવાની ભૂકીઓ અને ગોળીઓ પણ આપવા લાગ્યા. કેટલીક વારે દર્શન કરવા આવનારની ઠઠ કાંઇક નરમ પડી એટલે કૃપણરાય અને કવિરાજ જોગીરાજ પાસે ગયા અને દંડવત્ નમન કરી બેઠા.

બે ત્રણ પળ સુધી તો જોગીરાજ કૃપણરાય સામું જોઇ રહ્યા અને ભ્રકુટી ચડાવતા ગયા; અને તરતજ ક્રોધાક્રાન્ત રક્તવર્ણ ચહેરો કરી કૃપણરાય સામે હસ્ત પ્રસારી બોલ્યા, "ઓ કોન હૈ ? તુંમ ઇધર કાયકું આયા ? તુંમ અમલદાર સબી ખટપટી હો ! તુમારા વામાંગ બી બહોત અશુદ્ધ માલૂમ હોતા હય્ !"

" અચ્છા ! તુમ ઠેરો. મેં તુમારા દર્શનસેં અશુદ્ધ હુવા હું, ઉસલિયે સ્નાન કરકે અભી આતાહું." જોગીરાજ સ્નાન કરવા અંદર ચાલ્યા ગયા અને કૃપણરાય તથા કવિરાજ એકલા પડ્યા.

" કવિરાજ ! આતો પૂરી તાજુબીની વાત હો ? હૃદયની વાત કળી જનાર તો હજુ કોઈ જોયો નથી, મેં તો આ જોગીરાજને પહેલ વહેલાજ જોયા ! "

" પણ જુઓ તો ખરા એમની પ્રકૃતિ ! શરૂઆતમાં તો ક્રોધ કર્યો પણ પાછળથી કેવી માયા બતાવી ? હવે જો આવીને આવી માયા રાખી થોડી લક્ષ્મી સંપડાવે ના ! તો મારાં તો દ્રાળિદર જાય ! "

" હજી તમે જુઓ તો ખરા ! બધું એ થશે ! ત્રિકાળજ્ઞાનીને શું ? એતો ધારે તો ન્યાલ કરી નાંખે અને ધારેતો હોય તે પણ લૂંટી લે ! "

" હા, ખરી વાત છે; અને તમને પણ કહું છું કે તમારે પણ જે કાંઈ ચિન્તા હોય તેનું નિવારણ કરાવજો ! આવા જોગીરાજ ફરીથી મળવા મુસ્કેલ છે ! "

" મારેતો એના સારૂ માથું દુઃખવાની દવા લેવી છે ! "

" હા, એતો જે હોય તે ! પણ આ સમયે ન ચૂકવું. "

એટલામાંતો જોગીરાજ સ્નાન કરી પુનઃ ભસ્મ ચોળી પધાર્યા. બન્ને જણાએ નમન કરી માન આપ્યું અને બેઠા.

" દેખ બચ્ચા ! જો અમલદાર લોગ હે, વો બ્હોત ખટપટી હૈ રાજકા મામલા વેસાજ ચલતા હે, મગર હમારેં લોગકું ઐસા લોગકા દર્શન કરનેસેં વૃત્ત-ભંગ હોતાહે. "

" ખરૂં કહોછો બાપજી. " કવિરાજે ડોકું ધુણાવી કહ્યું.

" ઔર દિખો મંત્રીશ્વર ! "

" જી મહારાજ ! "

" તુમારી પત્ની બ્હોત કલેશ કરતી હય્ ઉસલિયે તુમારા જો વામ અંગ હે વો અશુદ્ધ હે. "

" સાચું કહોછો મહારાજ ! પણ હવે મારે તેનો એવો સ્વભાવ કેવી રીતે સુધારવો ? એના એવા સ્વભાવને લીધે એનું માથું પણ હમેશાં દુઃખ્યાં કરે છે. "

" સચ બાત હે. મસ્તિષ્કકા રોગ એસી પ્રકૃતિસેં લાગુ હોતાહે. તુમ ઠેરો, મેં ઉસવાસ્તે થોરીસી ઔષધિ લાતા હું. "

એમ કહી જોગીરાજ અંદર ગયા અને થોડી વારમાં તો એક હીરનો દોરો અને કોઇક ઝાડનું એક મૂળ લેઇ આવ્યા.

"લે બચ્ચા ! જો યહ મૂલ હે ઉનકો એક શિલાકી સાથ નિઘર્પન કરકે ઉનકા પાની તેરી ઓરતકું પિલાદે, ઔર જો યહ મંત્રેલા દોરા હે વહ ઉનકા હસ્ત પર બાંધ દે. જિસ લિયે ઉનકી એસી પ્રકૃતિકા ગુરૂ કૃપાસે નાશ હો જાયગા!" એમ કહી જોગીરાજે પેલો દોરો અને મૂળ કૃપણરાયના હાથમાં આપ્યાં; કૃપણરાયે તે સત્કાર પૂર્વક લીધાં.

" ક્યોં સાહેબ ! તમારો તો આખો ભવ સુધરી ગયો. જોગીરાજે બહુ કૃપા કરી." કવિરાજે ટાપશી પૂરી.

"ઔર તેં ક્યા લક્ષ્મી મંગતા હે ? વહ બાત મેં સમજ ગયા!"

કૃપણરાય આ સાંભળી ચકિત થઇ ગયો.

" અચ્છા. લા, તેરી મુદ્રિકા. " એમ કહી જોગીરાજે કવિરાજની રૂપાની મુદ્રિકા તેની આંગળીમાંથી કાઢી અને બૂમ પાડી– " અવિ ગોરખપુરી ! કુન જલાઇ હે કે નાંહીં ? જલ્દી ઇધર લા. "

" આતા હું ગુરૂ મહારાજ. " અંદરથી પડઘા સાથે અવાજ બહાર આવ્યો; અને થોડીવારમાં ધગધગતી ધુણી જોગીરાજ પાસે હાજર થઇ. જોગીરાજે રૂપ્ય–મુદ્રિકા ધુણીમાં નાંખી અને માત્ર બે ચાર પળમાંજ સોનાની કરી કવિરાજને પાછી આપી.

કૃપણરાય અને કવિરાજ તો આ સઘળું જોઇ ચકિત જ થઇ ગયા. કવિરાજબોલ્યા—"અહા! શું અદ્‌ભૂત માયા છેના, ગુરૂરાજની! રૂપાનું સોનું માત્ર જેમણે એકજ પળમાં કરી દીધું તેમની અલૌકિક શકિતની તે શું વાત? સાક્ષાત્ ભગવાન અવતાર જ છે હો! દિવાનજી સાહેબ!"

"સત્ય કહોછો! શું લીલા છે! હું તો જોઈ ચકિતજ થઇ ગયો છું. આપણા ઉપર તો ગુરૂ મહારાજની ભારે કૃપા થઇ ગઇ છે તો જરૂર ન્યાલ કરશે." કૃપણરાયને લાલચુ બુદ્ધિ સૂજી.

"કયા કહેતે હે બચ્ચા તેં? તેં બી લક્ષ્મી મગતા હે કયું?"

"ગુરૂ મહારાજ! સંસારી છિયે તે લક્ષ્મીની ઇચ્છા–તૃષ્ણા તો હોય જની? ભલા આપ જેવા કૃપાળુ પધાર્યા છે તેથી ઇચ્છા થાય નહિ તો ઇશ્વર પેટ તો કયાં નથી ભરતો?" કવિરાજે પરભાર્યો ઉત્તર વાળ્યો.

"અચ્છા! અબી તુમારા સબી રૂપિયા ઇધર લાઓ તબ મેં ઉનકા એક પલકમેં કંચન બના દઉંગા! મગર યાદ રખ્ખો વહ બાત દુસરા કોઉકું ભી મત બોલના!"

કૃપણરાયનાં ચક્ષુ આનંદથી વિકાસવા લાગ્યાં. મુખપર આનંદની ઊર્મિયો ચળકવા લાગી.

"પણ ગુરૂ મહારાજ! અત્યાર કરતાં તો રાત્રે ઠીક, કેમજે દિવસે બધી વાતની 'હો હો' થાય!" કવિરાજે થોડીવાર વિચાર કરી કહ્યું.

"અચ્છા તબ રાતકું લાના. મગર આજ જ! કયું કે પરસુકે દિન હમારે કાશીમેં પહુંચના હે!"

"મહારાજ! એક દિવસમાં કાશી પહોંચી જશો?"

" હાં. ગુરૂ કૃપાસેં હમારે કુછ બાબતકી ફિકર નહિ હે ?"

કૃપણરાયે કહ્યું, " ગુરૂ મહારાજ ખરૂં કહે છે કવિરાજ ! મહાત્મા તો ધારે ત્યાં પળમાં પહોંચે ! "

થોડીવાર બન્ને જણા મૂંગા બેસી રહ્યા. કૃપણરાયનું અને કવિરાજનું મન તો ક્યારનું તલ પાપડ થઇ રહ્યું હતું કે ક્યારે રાત પડે અને રૂપાનું સોનું થાય ! " લ્યો, મહારાજ, હવે રજા માગિયે છિયે " છેવટે કૃપણરાયે કહ્યું.

" કલ્યાણ બચ્ચા ! "

" રાત્રે આવિયેના મહારાજ ! " કવિરાજે ફરીથી પૂછી નક્કી કર્યું.

" હાં, રાતકું આના !"

કૃપણરાય અને કવિરાજ બન્ને ગાડીમાં બેસી વિદાય થયા અને જોગીરાજ ઉઠી દહેરામાં જઇ નિત્ય-કર્મમાં પ્રવર્ત્યા.

" દિવાન સાહેબ ! એવો સરસ લાગ આવ્યો છે ના કે જન્માન્તરના દાળિદર ફીટી જાય હો ! મારી પાસેતો એટલા બધા રૂપિયા નહિ, નહિતર હું તો આવો લાગ કદિ ન ભૂલું. "

" તમારી પાસે જેટલા હોય તેટલા. બાકી મારી પાસેથી આપીશ. રૂપિયા બાબત તમારે ચિન્તા ન રાખવી. "

" તો તો યાર, કામ થઇ ગયું જાણો. જરૂર આજે આપણું ભાગ્ય ઉઘડી ગયું. મારી પાસે તો પાંચ હજાર રૂપિયા છે તે હું લેતો આવીશ. કહો ક્યારે આવું ? "

" રાત્રે આઠ વાગતાં આવજો. હું ગાડી તૈયાર રખાવીશ અને મારી થેલીઓ પણ તૈયાર કરી રાખીશ એટલે પછી વાર ન લાગે. પરોઢિયે દરવાજા ઉઘડતાં પાછા ગામમાં પેસી જાવ. "

" હો ને ! એમાં શું ? "

"જાબદો બરાબર રાખજો હો! એકાદ કોસની મજલ કાપવી છે માટે જરા સાવચેત રહેવું. હું સાથે પાંચેક સિપાઇઓને તો જરૂર મોકલીશ પરન્તુ આતો તમને એક સૂચના છે."

"હરકત નહીં. લ્યો ત્યારે રાત્રે જરૂર આવીશ." કવિરાજનું ઘર નજીક આવ્યું એટલે સલામ કરી છૂટા પડયા.

કૃપણરાયનું દિલ અત્યારે પૂરેપૂરા હર્ષના ઉમળકામાં ડોલતું હતું. 'રૂપાનું સોનું થઇ જશે' એ વાત વિષે વિચાર કરવાને જ્યારે એને એની કૃપણતા પ્રેરતી ત્યારે તો તે આનંદ–સાગરમાં તણાઇ જ જતો હતો. કૃપણતાને અંગે હજારો તરેહના તર્ક–વિતર્ક, સંકલ્પ-વિકલ્પ કરતો કૃપણરાય ઘેર પહોંચ્યો અને કલેશાનંદીને સઘળી વાત કહી આનંદ પામ્યો.

રાત્રિ પડી. કવિરાજ પોતાના પાંચ હજાર રૂપિયાની પાંચ થેલીઓ લેઇ દીવાનને ત્યાં આવ્યા. દીવાને પણ પચાસ હજારની પચાસ થેલીઓ એક ગાડીમાં મૂકી તૈયાર કરી રાખી જ હતી, અને બંદોબસ્ત માટે પાંચ લઠ્ઠ–પઠ્ઠ સિપાઇઓને પણ કામ ઉપર યોજી રાખ્યા હતા.

કવિરાજ તો સિપાઇઓની સાથે ગાડી લેઇ ચાલ્યા અને થોડી વારમાં તો ગુણેશ્વર પહોંચ્યા. થેલીઓ ઉતારી અને બારી પાસે જઇ હળવે રહી કવિરાજ બોલ્યા–"મહારાજ, હવે વાર ન લગાડો."

"એ વાર નથી. તમે તમારે બહાર બેસો. હું હમણાં આવું છું." અંદરથી જવાબ મળ્યો અને થોડી વારમાં જોગીરાજ હાથમાં એક જબરી ચલમ લેઇ ફુંકતા ફુંકતા આવ્યા.

"લીજીયેં કવિરાજ!" કવિરાજે ચલમ હાથમાં લીધી અને સાથે આવેલા સિપાઇઓ માંહેથી એકને આપી. સઘળા સિપાઇઓ-

એ વારા ફરતી પીધી અને છેવટે કવિરાજના હાથમાં આવી.

"આતો સઘળી બળી ગઇ છે. લ્યો હું ફરીથી ભરૂં." એમ કહી કવિરાજે પોતાની પાસેથી તંબાકુ કાઢી ચલમ ફરીથી ભરી, અને પીધી.

જોગીરાજ તો કવિરાજ સાથે વાતોએ વળગ્યા અને સિપાઇઓ ડોલાં ખાવા લાગ્યા. કવિરાજ વારે વારે સિપાઇઓ સામું જોયા કરતા હતા. એવામાં "શેરખાન! તુમ સુરત રખિયો મેં જરા લોટતાહું" એમ વારા ફરતી કહી સઘળા મૃત્યુ-પ્રાય નિદ્રામાં પડ્યા. કવિરાજ અને જોગીરાજ આગળથી તૈયાર કરી રાખેલાં ઊંટો પર રૂપિયાની થેલીઓ લાદી—રૂપણરાયની ધૂર્તતાનું દ્રવ્ય હરી—તેને ઠગી--પલાયન કરી ગયા!



## પ્રકરણ ૭ મું.

### જયસિંહનો પત્ર.



રાત્રે જયસિંહ અને સિદ્ધરાય મળીને છૂટા પડ્યા. જયસિંહ તુરતજ મ્હેલમાં ગયો અને એક પત્ર પિતાજી ઉપર લખી કાઢી તેની વ્યવસ્થા કરી. બે અશ્વોને તૈયાર કરાવી ગુણેશ્વર આગળ સિદ્ધરાયની રાહ જોતો ઉભો.

રાત્રિ અંધારી હતી. સૂર્યાસ્ત પછી એકાદ પ્રહર વીત્યો હતો તેથી હજી કાંઇપણ ભયંકર દેખાવ તો માલૂમ પડતો ન હતો, પણ મહાદેવનું મંદીર માત્ર એક ખંડેર સ્થિતિમાં એકલું ઉભેલું હોવાથી

અને આસપાસના વિભાગમાં ઘટ્ટ ઝાડી હોવાથી એક ઘણો હૃદય ભેદક દેખાવ નજરે પડતો હતો. ઝાડ માંહેનાં સૂકાં તેમજ લીલાં વૃક્ષોનાં શાખા–પત્રોનો ખખડાટ એવો તો કઠોર લાગતો હતો કે કોઇ કાચી છાતીનો પુરૂષ આ સમયે ત્યાં ઉભો પણ રહી શકે નહિ, પરન્તુ જયસિંહ, જેના હૃદયમાં કાર્યભારી મંડળની દુષ્ટ બુદ્ધિ રૂપી શલ્યનો વજ્રલેપ થયો હતો અને જે રમકડા સરખા પિતાજીની વિચિત્ર–અવિચારી પ્રકૃતિને તાબે થઇ પોતાનું ભવિષ્ય બગડેલું જોવા ઇચ્છતો ન હતો, તે અત્યારે બન્ને અશ્વોની લગામ પકડી વિદૂદ્રાયની રાહ જોતો એકલો ઉભો હતો !

થોડી વારે વિદૂદ્રાય આવ્યો, અને બન્ને મિત્રો અશ્વારૂઢ થઇ જગદીશ્વરનું સ્મરણ કરી પંથે પડયા; ક્રૂર જનોથી અપવિત્ર થએલી ભૂમિને ત્યજીને થોડીવારમાં તેઓ બન્ને બાજુએ નમી રહેલી વૃક્ષ પંક્તિવાળા માર્ગમાંથી અદૃશ્ય થયા અને રાત્રિના તિમિરમાં મળી ગયા.

રમણપુરમાં પ્રભાત થયું. રાજ્ય મંદીર પાસેના એક દેહેરામાં પ્રભાતની પૂજા–આરતી થઇ ત્યારે અમલસિંહ વ્યસનના જોરને લીધે આંખો ચોળતો બિછાનામાંથી બેઠો થયો અને દંત–ધાવન સાહિત્યો માટે ચાકરને બોલાવવા લાગ્યો. માત્ર બે ચાર પળમાંજ સાહિત્યો હાજર થયાં.

"જરા આ બાજુ પધારશો અન્નદાતા ! આપને કાંઇક નવું બતાવું !" આમ કહી એક ચાકર અમલસિંહને જયસિંના દીવાનખાના આગળ લેઇ ગયો. બારણામાં પેસતાંજ વચ્ચોવચ્ચ એક ખુલ્લી તરવાર ટાંગેલી જોઈ અમલસિંહ તો આભોજ બની ગયો અને હોઠપર આંગળી રાખી વિચારમાં પડયો.

ટાંગેલી તરવારની અણીએ એક કાગળ ખોશેલો હતો. અમ-

લસિંહે તે ખેંચી લીધો, અને પહેલેથી છેલ્લે સુધી ઉખાળ્યો, પણ એની આંખે તો સઘળું "કાળા કાળા મંકોડા" જેવુંજ હતું.

થોડીવારમાં તો તરવાર અને કાગળની વાત આખા દરબારમાં પ્રસરી ગઇ, રાણી પણ આવી પ્હોંચી. કૃપણરાય પણ "શું છે ? શું છે ?" કહેતો પ્હોંચ્યો. અમલસિંહે તેના હાથમાં પેલો કાગળ આપ્યો અને કહ્યું— "આમાં શું લખ્યું છે ? જરા વાંચી સંભળાવોની ?"

દીવાને કાગળ જોતાંજ અક્ષરો ઓળખ્યા અને મનમાં આખો કાગળ વાંચી કાઢ્યો. રાણીએ અધીરાઇથી પૂછ્યું—"જે લખ્યું હોય તે જરા ઉતાવળે વાંચોની ?"

દીવાન—"સાહેબ ! એતો કુમાર સાહેબનો લખેલો કાગળ છે. પોતે લખે છે કે ' હું વિદ્રાયની સાથે દેશાટને નીકળેલો છું."

રાણી—"હેં ? શું તે નીકળી પડ્યો ? અક્ષરે અક્ષર વાંચી સંભળાવો તો ખરા !" રાણીના મુખ ઉપર શોકનો પડદો છવાઇ રહ્યો અને મ્હોં ફીકું પડી ગયું. દીવાને કાગળ વાંચવા માંડ્યો.

" તિર્થરૂપ પિતાજી તથા પુત્ર-વત્સલ માતુશ્રી !

" આજે આ દીન બાળક આપની રજા સિવાય મુસાફરીએ
"નિકળી પડે છે તે બહુ ખોટું કરે છે, પરંતુ જો આપની પાસે મેં
"રજા માગી હોત તો તે નિષ્ફળ જાત એમ ધારી હું અત્યારે વિદ્રાય
"સહિત જાઉંછું, મારા ગયા પાછળ આપ બિલકુલ શોક ન કરશો.
"સગપણ કરવાનો વિચાર હાલ મુલતવી રાખશો.

"લી૦ જયસિંહ"

"હાય ! હાય ! ! ખરેખર આતો ગયો ! એના કહેવા પ્રમાણે આપણે ન કર્યું તેનું આ પરિણામ આવ્યું ! અરે રે ! તમે

પણ કંઇ વિચાર છે ? મોટાં છોકરાંને તરછોડતાં પણ જરા વિચાર કરતા નથી ? ” રાણીની આંખમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં અને ઓશિયાળે ચહેરે તે અમલસિંહને ઠપકો દેવા લાગી.

“ તું તે કાંઇ ઘેલી થઈ છે ? એ આજ કાલના છોકરાના કહ્યા પ્રમાણે કરિયે તો તો વહેલીજ ભીખ માગિયેના ? નીચ કૂળમાં સગપણ કરવું, એ તે કાંઇ રીત છે ? ઉદ્ધત છોકરો ઠોકર ખાશે એટલે એની મેળે ઠેકાણે આવશે ! ”

“ પણ દીવાનજી ! પાછળ સવારને તો દોડાવો આપણે કહેવરાવીએ કે ત્યાં સગપણ કરવાનું નથી, કોઇ રીતે જાઇ પાછો વળે છે ! ”

“ રાણી સાહેબ ! આપ તો ભોળાં છો ! એ તે વળી પાછા વળે કે ? ત્યારે જાય શું કરવા ? અને વળી ગઇ રાતના ગયા છે તે અત્યારે તો પચાસ કોસ નીકળી ગયા હોય ! મગદુર છે આપણા ઘોડાઓનો કે હવે એમની સાથે પણ થઇ શકે ? ” દીવાને પ્રત્યુત્તર આપ્યો.

સુધરેલા કહેવાતા તો ખરેખર ઉધળીજ જાય છે! નહિ તો આમ હોય? આમ મા-બાપથી આડા ચાલીને નહિ તો જવાય પણ ખરૂં?"

"ખરૂં કહોછો સાહેબ! આપણાં છોકરાં અંગ્રેજી ભણી જાણે, અંગ્રેજો જેવાં કપડાં પણ પહેરી જાણે પણ અંગ્રેજોની શક્તિમાંની એક પા૰ભાર પણ શું શક્તિ કાંઈ હોય છે? આ તો સઘળી બાબતોમાં—મુસાફરીએ નીકળવામાં કે બીજી બાબતોમાં—અંગ્રેજોનું અનુકરણ કરે પણ વિચાર ન કરે કે ક્યાં એમની શક્તિ ને ક્યાં આપણી શક્તિ!"

અમલસિંહ અને દીવાન વાતો કરતા કઠેરાને અઢેલીને ઉભા રહ્યા. રાણી અંદર ચાલી ગઇ અને નિરાંતે રોઇ હૃદય-ભાર ખાલી કરવા લાગી.

અમલસિંહ ખુરશી મંગાવીને બેઠો અને દીવાન રજા માગી ચાલ્યો ગયો અને કોર્ટના કામમાં વળગ્યો.

ત્યાર પછી એકાદ કલાક થયો હશે એટલામાં તો દીવાનને તેડવા માટે ઘેરથી માણસ આવ્યું અને જોગીરાજની વાતનું સ્નાન કરાવી વાળ્યું! કૃપણરાય તો એ સાંભળી સ્તબ્ધ થઇ ગયો અને તુરતજ ઘેર જવા માટે ગાડી મંગાવી. ગાડી તો તરતને માટે તૈયાર નહતી અને મન ઘેર જવા માટે તલપાપડ થઈ રહ્યું હતું માટે પગે ચાલીને પણ સત્વર જવાનું તેણે ઉચિત માન્યું—ગયો!

# પ્રકરણ ૮ મુ'.

---

## પકડાયા !



આપણે જણાવી ગયા છીએ કે બે ઉંટ સ્વારો ને અકસ્માત્ બે કાળી આકૃતિયોએ આવીને રોક્યા, તે બે ઉંટ સ્વારો પેલા જોગીરાજ અને કવિરાજ કે જેઓ કૃપણરાયના પચાસ હજારની થેલીઓ લેઇને પલાયન કરી ગયા હતા તે જ હતા; અને બે કાળી આકૃતિયો એ જયસિંહ અને વિદ્દ્રાય હતા. જે રાત્રે જોગીરાજ અને કવિરાજ નીકળ્યા તેજ રાત્રિયે થોડા વખત પછી જયસિંહ અને વિ' [illegible] નીકળ્યા હતા જેથી હજીતો રમણ પૂરથી દસેક કોસ નહીં [illegible] ગૂઠાવતી એટલામાં તેઓ [illegible] થતિ કહીબ. [illegible] બન્ને મિત્રો હસવા લાગ્યા. કવિરાજે કહ્યું', "મા-બાપ ! હવે અમે તમારે ખોળે છિયે ! ચાહો તો મારો અને ચાહો તો ઉગારો !"

વિદ્દ્રાયે કહ્યું-" જોયું સાહેબ ! આપનુ ધૂતીને લેવાને જે એકહું કર્યું હતું તે છેવટ આપનુંજ થયું ! સત્યમેવ જયતે ! નાનૃતમ્ !"

લક્ષ્મીશંકરને અને કવિરાજને, દયા લાવી, [illegible] જયસિંહ અને વિદ્દ્રાય પ્રમોદપુરને માર્ગે પડયા; અને સવાર પડતાં એક ગામડામાં ઉતારો કરી રહ્યા.

વિદ્દરાયે જાણ્યું કે આ કોઇ આલસ માણસ લાગતા નથી કારણકે તેમનો જવાબ ઉદ્ધતાઈ ભરેલો છે. તેથી તેણે આટલેથી અટક્યા સિવાય ડારો દેખાડવા માંડયો. " ક્યું કુછ મિજાજ કરતે હો ? સીધા જવાબ દેતે હો કે બંદૂક લગા દઉં ? સાલે સુવ્યર ? સિરકારી આદમીકું જુવાબ નહિ દેતે હો ?"

હરિરાજ તો ખૂબ બ્હીના અને વિચાર્યું કે–"હવે તો ભોગ મળ્યા ? જો આ સીધું નહિ બોલે તો જરૂર બન્ને ને ઉડાડી મૂકશે અને નકામા માર્યા જઇશું !" તેથી તેણે ઉંટ પર બેઠાં બેઠાં જોગીરાજને ગોદાવવા માંડયો, " ભાઈ દેને સીધો જવાબ ! નહિતો માર્યા જાણજે !"

જોગીરાજ પણ કાંઇ બીન્યા તો ખરા અને કાંઈક નરમાશથી બો–" જુઓ, ભાઈ સાહેબ ! આ સઘળી અમારા શેઠની રોકટ છે હતી, [illegible] રાત જવું છે ! ફરો ભાઇ સાહેબ, સાચે સાચું એકદમ ધ્યની હોય [illegible] જોગ ન્યથ તો માર્યા જઈએ ના ?"

ગુલાબી ચહેરો સર્વ કોઈને આનંદદાયક લાગતો અને બાલિકાવસ્થામાં વિદ્યાભ્યાસના પરિચયને લીધે તેની દ્રષ્ટિમાં ચંચળતાની પ્રેરણા થયેલી જણાતી હતી. આથી કરીને ચંદ્રસિંહને તે બહુ પ્રિય લાગતી હતી અને વિમળા માટે કોઇ હુંશિયાર વર ખોળી કાઢવાની તે કોશિશ કરતો હતો, પરંતુ તેવો હજી સુધી કોઇ પણ મળી આવેલો ન હોવાથી તે હમણાં થોડા દિવસ થયાં ચિંતાતુર રહેતો હતો અને બાલિકાની વિકાસ પામતી યૌવનાવસ્થા ઉપર નજર કરતાં તેને ચીમળાઇ જતી જોઈ અંતર્માં દગ્ધ થતો હતો.

અજ્ઞાતયૌવનામુગ્ધા-સ્વભાવમાંથી જ્ઞાતયૌવનામુગ્ધા-સ્વભાવમાં પ્રવેશ કરતી વિમળા પણ–" મને કેવો પતિ મળશે ?" "લલિતાના પતિ જેવો કોઇ સદ્દગુણી અને વિદ્વાન્ મળે તો સારૂં." "અહા ! દંપતી સુખ કેવું અલૌકિક અને અદ્દભુત હશે ?" એવા એવા

તર્ક-વિતર્કો કરતી ત્યારે તે પતિ-સુખને માટે આતુર મુગ્ધા આનંદિત થતી; પરન્તુ લલિતાનું સુખ જોઇ-પોતાને હજી એવું સુખ ન મળ્યું તેને માટે શોચ કરતી. લલિતા અને વિમળા વચ્ચે બાલ્યાવસ્થાથીજ ઘણી ગાઢ મૈત્રી હતી અને તેથી કરીને આ વિચિત્ર હૃદયના ઉભ-ળકાને કેટલીકએક વાર તે પત્ર ઉપર-કાંઇ પણ લજ્જા-વિચાર ન લાવતા-ચીતરી કાઢતી હતી; અને ત્યારે લલિતાના હાંસિકારક પત્રોથી વિમળાને લજ્જાને લીધે નીચું ઘાલવું પડતું હતું.

વિમળા નિત્ય સન્ધ્યાને સમયે શહેરની નજીક આવેલા અંબિકાના મંદીરે દર્શન કરવા જતી હતી અને દર્શન કરી આસપાસની વાટિ-કામાં પરિક્રમણ કરી સુગન્ધી સમીરણને અનુભવતી. આથી કરીને હમેશાં ફરવા જવાની તરખડ એને પડતી નહતી. લલિતા પ્રમોદપુર હતી ત્યારે તો અંબિકાની વાટિકામાં વિમળાને બહુ આનંદ પડતો હ-તો, પરન્તુ લલિતાના લગ્ન પછી તેને શ્વસુર-ગૃહે નિવાસ કરવો પડયો, તેથી તેને ગોઠતું નહીં અને વાટિકામાં આવતાંજ લલિતાનું સ્મ-રણ થતું જેથી પોતાની સ્વાર્થી સખી પોતાને મૂકી નાસી ગઇ એ જોઈ એને ઈર્ષ્યા થતી હતી; પરન્તુ પોતાના નિર્મળ અંતઃકરણથી તે લલિતાને કદિ વિસારતી ન હતી. લલિતા પોતાને સાસરે ગયા પછી, જ્યારે જ્યારે વિમળા એકલી પડતી ત્યારે ત્યારે પોતાને કોઇ આનંદ કરાવનાર પાસે નહિ હોવાથી તુરતજ તે તેને સાંભરતી હતી અ-ને તેવારે સખી-વિરહ-દુઃખનો તેને અનુભવ થતો હતો. મિત્ર-વિ-રહનું દુઃખ કાંઇ ઓછું ગણી શકાય નહિ. પોતાના હૃદયની ઊર્મિઓ ખાલી કરવાનું એક પાત્ર સન્મિત્ર પણ છે અને જ્યારે એવા સન્મિ-ત્રથી છૂટા પડવું પડેછે ત્યારે ખરેખરા પ્રેમી મિત્રોને કાંઇ અલ્પ દુઃખાનુભવ થતો નથી. એ દુઃખાનુભવ જેને થયો હશે તેને મન તો

મિત્ર-સમાગમની પૂરેપૂરી કિંમત ઠરી ગઈ હશે. વિમળાને પણ તેમજ હતું. સખી–સમાગમના સુખની કિંમત આ સમયે–સખીના વિરહ-સમયે–તેને સૂઝી હતી; અને તેથી કરીને જે દિવસે લલિતાનો પત્ર આવે તે દિવસે તે પોતાને ભાગ્યશાળી માનતી ! ખરેખર સત્પ્રેમ એ એક અલૌકિક, અવર્ણનીય અને અકથ્ય વસ્તુ છે !

વિમળાના છેલ્લા પત્રનો પત્યુત્તર લલિતાએ નીચે પ્રમાણે લખ્યો હતો, જે વિમળાને બીજે દિવસે સાંજે અંબિકાની વાટિકામાં, લલિતા વિષેજ વિચાર કરતાં, મળ્યો.

" મારી વ્હાલી સખી !

" પત્ર નથી લખાયો તે માટે ક્ષમા-યાચના કરૂં છું અને આપે પત્રમાં આપેલા ધિક્કાર સહન કરવાને હું પાત્ર હોઇ સહન કરૂં છું. પરન્તુ પતિ-સુખ-પ્રકાશમાં લીન થવાનું જે મારે માથે આળ ચઢાવો છો તે હું માન્ય રાખી શકતી નથી. કદાચ આપના માનની ખાતર હું તે માન્ય રાખીશ, તો એક સમય એવો પણ આવશે કે આપ પણ તેવાજ પ્રકાશમાં લીન થશો અને આ ગરીબ સખીને સંભારશો પણ નહીં ! "

પત્ર વાંચતાં વિમળાએ એકદમ રોમાંચ અનુભવ્યો અને મૂર્છિતની પેઠે એક પળ આંખો મિંચાઇ જતાં શરીર શિથિલ થઇ ગયું. મ્હોંએથી અચાનક બોલાઇ ગયું: " પણ અલી બ્હેન ! આટલો બધો કોપ ? અને આટલી બધી મશ્કરી ? " વળી એક પળ વિરામ ખાઇ ઉદ્‌ગારો નીકળ્યા, " તારી મશ્કરી સિદ્ધ થાય એજ હું ઇચ્છું છું. " વાંચેલા શબ્દો પુનઃ વાંચીને વિમળાએ મન્દ સ્મિત કર્યું. પત્ર આગળ વાંચવા માંડ્યો.

"વ્હાલી બ્હેન ! આપ જેને માટે લખો છો તે કુમાર આપના લખેલા પત્રો મારા પતિ પાસેથી વાંચી ચકિત થએલ છે અને જે કુદરતી પ્રેરણાથી આપ એને ચાહો છો તેવીજ કુદરતી પ્રેરણાથી એ આપને ચાહે છે. કેમ બ્હેન! હવે તો ખુશી થયાંકની?"

આટલું વાંચતાં તો વિમળાના હૃદય-નાવને આનંદ-સાગરની ઊર્મિયો ધસડવા લાગી અને લલિતાને આશિષ આપવા લાગી. સખી ઉપરનો સઘળો રોષ એકજ ક્ષણમાં ઉતરી ગયો અને પોતા ઉપર તેનો ઉપકાર થયેલો માનવા લાગી. ઇષ્ટને હવે ક્યારે મળાય એ બાબતની ઉત્સુકતાનો સંચાર હવે વિમળાના હૃદયમાં થવા લાગ્યો. મનની ત્વરિત ગતિ, આશાની પ્રબળતા અને જૂદી જૂદી જાતની ઉત્સુકતા વધારવા લાગી. વળી રહેલો પત્ર વિમળા વાંચવા લાગી.

"બ્હેન! અધીરા ન થશો. ઇશ્વિર કૃપાથી બે-ચાર દિવસમાં ઇષ્ટ આપને પ્રમોદપુરમાં જ મળશે, એમ હું ધારૂં છું: પરન્તુ તે એટલું બધું નિશ્ચયાત્મક નથી. ઇશ્વિરની કૃપા હશે તો ઘેર બેઠાં ગંગાજી પધારશે અને તે સમયે જો જો સ્નાન કરવું ચૂકી જતાં ?!

લી૦

પ્રેમ સુધેચ્છુ સખી,

**લલિતા.**"

પત્ર વાંચી રહેતાં તો વિમળા ઘેલીજ થઇ ગઇ! તેમાં લખેલી મુખ્ય બાબતથી અને સાથે સાથે આલેખેલા હાંસિકારક શબ્દોથી તેના હૃદયમાં આનંદ મિશ્રિત હાસ્ય વિકાસવા લાગ્યું, અને બોલાઇ ગયું કે, "વ્હાલી સખિ! તારી ઇર્ષ્યાખોર સખીને માટે તેં "અપકારના બદલામાં ઉપકાર" એ સિદ્ધાંતને અનુસરીને આટલી કોશિશ કરી તેનો બદલો હું કેવી રીતે વાળી શકીશ?!".

આનંદની ઊર્મિઓના વહનમાં વિમળાના હાથમાંથી લલિતાનો પત્ર પડી ગયો અને વાટિકાના મન્દ સમીરણે તેને દોડાવ્યો. મેંદીની વાડ સાથે અથડાતાં પત્ર અટકાઈ રહ્યો અને વિમળાની નજર પત્ર પર પડતાં એકદમ દોડી તેણે તે લઈ લીધો; વળી પાસેના લાકડાના કૉચ ઉપર બેસી પુનઃ વાંચ્યો. ત્રીજી વાર વાંચતાં પણ તે ન થાકી.

લલિતાના, લલિતા પોતાના પતિ સાથે કેવાં સુખ ભોગવતી હશે, તેના અને પોતાના ઈષ્ટ વિષેના, વિચાર કરવામાં વિમળા ગુંથાઈ રહી હતી. પત્ર હાથમાંજ હતો અને દૂરથી એક દાસીને આવતી જોઈ તે કમખામાં મૂકી દીધો. દાસી બ્હાવરી બ્હાવરી દોડતી આવતી હતી અને તેની મુખ-મુદ્રા કાંઇક ભય હોય એવું સૂચવતી હતી. ત્રણ-ચાર પળમાં તો તે નજીક આવી પ્હોંચી અને ગાભરી ગાભરી બોલવા લાગી.—"બા સાહેબ જલ્દી ઉઠો ! વાડીને પેલે દરવાજેથી એક વાઘ અંદર આવ્યો છે માટે ચાલો આપણે માતાજીના મંદીરમાં ભરાઈ જઈએ ! " વિમળા સત્વર ઉઠી અને મંદીરના માળપર ચઢી ગઈ.



## પ્રકરણ ૧૦ મું.

### મધુસિંહ.



મધુસિંહ ચંદ્રસિંહનો એકનો એક પુત્ર હતો અને તેથી ચંદ્રસિંહની સઘળી આશાઓ એના ઉપરજ હતી. પરન્તુ મધુસિંહને નાનપણથી કુસંગતિ-દોષ લાગ્યો હતો. નિશાળમાં કેટલાએક નીચ વર્ણના છોકરાઓ સાથે રહેવાથી તેની વૃત્તિ નાનપણથી મદિરા

ઉપર સજ્જડ ચોંટી ગઇ હતી અને મોટપણે એ વૃત્તિયે એવું તો ભયંકર રૂપ પકડયું હતું કે અધુસિંહ આખો દિવસ નીશો કરવામાંજ ગાળતો હતો! કેટલાએક ખવાસો અને તોફાની છોકરાઓ તેના મિત્ર હતા અને તેઓ પણ આખો દિવસ અધુસિંહને બંગલે પડયા રહેતા હતા, કારણ કે ઇશ્કબાજી ઉરાડવાની ત્યાં સહુને મજા પડતી હતી. ચંદ્રસિંહ અધુસિંહની આવી નીચ વૃત્તિ જોઇને બહુ શોચ કરતો હતો અને એ કુટેવ વર્જાવવા માટે ઘણા ઘણા પ્રયત્નો કરતો હતો પરન્તુ તે સઘળા નિષ્ફળ જતા હતા. ચંદ્રસિંહ તેને સારા સારા વિદ્વાનોની સંગતિમાં રાખતો પણ તેઓની પાસે અધુસિંહ એક પળવાર પણ ઠરતો નહીં, કારણ કે પોતાના ઇશ્કબાજ મિત્રો વિના તેને બિલકુલ ચેન પડતું નહિ હતું. આવી રીતે અધુસિંહ એક જબરો મદ્યપી બની ગયો હતો

અધુસિંહની પત્નીનું નામ કુમતિ હતું. यथा नामा स्तथा गुणाः એ મહદ્ વાક્ય તેના સંબંધમાં પણ લાગુ પડતું હતું. કુમતિ ખરેખર કુત્સિત મતિવાળીજ હતી. પોતાના પિતાને ઘેર દરેક બાબતની વધારે છૂટ મળતી હતી અને સાસરે આવ્યા પછી પણ અધુસિંહની બેભાન પ્રકૃતિને લીધે એને પૂર્ણ છૂટ મળી હતી જેથી વ્યભિચારની નીચ વૃત્તિમાં તે હાલ પ્રવર્ત્તતી હતી. અધુસિંહને દારૂ પાઇ, બેભાન બનાવી પોતે પોતાના કુકર્મનું સેવન કરતી હતી. અધુસિંહ કુમતિની વાગ્જાળમાં ફસાઇ ગયો હતો કારણ કે તેણીના મિષ્ટ શબ્દો અધુસિંહને હમેશાં મગરૂર રાખતા હતા અને કુમતિનું પાતિવ્રત્ય સૂચવતા હતા. અધુસિંહનો પોતાના ઉપર અતુલ પ્રેમ જોઇને કુમતિને સ્વપ્ને પણ એવો વિચાર નહોતો આવતો કે પોતાનો પતિ પોતાને માટે ખોટો સંકલ્પ ધરાવશે. આથી કરીને કુમતિને કોઇ તરફની ભીતિ રહી નહિ અને તેને પોતાના કુકર્મમાં વધારે ફાવવા લાગ્યું.

જ્યારે મધુસિંહ બહાર ગયો હોય અગરતો નીશામાં પડ્યો હોય ત્યારે કુમતિ હીરજી નામના એક ખવાસને હમેશાં મહેલમાં લાવતી હતી. હીરજી એ જનાનાનો એક હમાલ હતો અને જરા ખીલતી જુવાનીનો હોવાથી બહુ દેખાવડો લાગતો હતો. મધુસિંહ આખો દિવસ મદ્ય-નિમગ્ન રહેતો હતો તેથી કુમતિને પોતાના પતિ તરફની કોઇ પણ તરેહની ભીતિ કે દરકાર હતી નહિ; જેથી કરીને તે હીરજીને હમેશાં પોતાના જનાનામાં તેડી લાવતી અને એ દુષ્કર્માનુરાગિણી હીરજીનેજ પોતાનો પતિ માનતી હતી. હીરજી તદ્દન ગરીબ હતો અને તેથી કુમતિ સાથે રહેવામાં તેને ઠીક મજા પડતી હતી. પહેલાં તો હીરજી, રાણી તેમજ કુમતિ બન્નેના જનાનખાનાની દેખરેખ રાખતો હતો પરન્તુ કુમતિ સાથે પ્યારમાં યુક્ત થયા પછી કુમતિએ રાણીને કહીને હીરજીને પોતાના જનાનખાના માટેજ રાખ્યો હતો; અને તેથી હીરજીને કોઇ કાંઈ બાબત પૂછી શકતું નહિ.

કુમતિનું કુકર્મ એકવાર વિમળાના જાણવામાં આવી ગયું હતું. એક દિવસ કોઇ પરદેશી નવી નવી જાતની રંગબેરંગી સાડીઓ લાવ્યો હતો. એ પરદેશીની પાસે રાણી અને વિમળા બેઠાં હતાં અને સાડીઓ જોતાં હતાં અને રાણીએ તે સાડીઓ જોવા માટે એક દાસીને તેને તેડવા મોકલી. વિમળાની એક દાસી નજીક ઉભી હતી તે કુમતિના મહેલ તરફ ગઈ. મધુસિંહ તે વખતે મહેલમાં ન હતો અને દાસીએ કુમતિને કોઇ પુરૂષ સાથે વાત કરતાં સાંભળી. બારી બારણાં સઘળાં બંધ હતાં તેથી કાચની બારી વાટે દાસીએ હીરજીને કુમતિ સાથે બેઠેલો જોયો; દાસી બ્હી ગઈ અને હવે શું કરવું તે બાબત મુંઝાઇ. કાંઇપણ બોલ્યા સિવાય તે રાણી પાસે પાછી ગઈ અને કહ્યું કે-"પોતે તો ઉંઘી ગયાં છે "

પોતે જોયેલી વાત દાસીએ વિમળાને કહી. વિમળા તો આ સાંભળી ચકિત થઇ ગઇ અને તેણે તે વાત વળી રાણીને કહી. હવે વાત વિસ્તરી. કુમતિનું કુકર્મ સહુના કર્ણમાં આવી ગયું. એકવાર રાણીએ મધુસિંહને ઠપકો આપતાં કહ્યું–" ભાઇ ! તું ગમે તેમ કહે પણ હવે વહુને જરી કાબુમાં રાખ તો સારૂં ! લોકોમાં તો હું એને માટે બહુજ માઠું સાંભળું છું."

તામસી પ્રકૃતિના મધુસિંહથી માતાનું આવું વચન સાંભળી શકાયું નહિ અને તેને લાગ્યું કે આ સઘળી બાબત વિમળાએજ ફેલાવી છે. મધુસિંહે કુમતિને કહ્યું. કુમતિએ સ્ત્રી-ચરિત્રનું મૂળ સાહિત્ય જે 'રોવું' તે અજમાવ્યું અને મધુસિંહનું મન પીગળાવી દીધું. કુમતિએ આ જૂઠી વાત ફેલાવવાનો દોષ વિમળા ઉપર મૂક્યો અને તેથી મધુસિંહનો વિમળા વિષેનો સંશય પરિપક્વ થયો. પોતાની સઘળી વાત બહાર પડી ત્યારથી વિમળા સાથે કુમતિને કદિ બનતું નહિ અને બે ચાર દિવસે એકવાર વિમળા સાથે તે લઢી મરતી હતી. વિમળા તેમાંનું ઘણું ખરૂં સાંખતી; પરન્તુ જ્યારે કુમતિના મુખમાંથી તિક્ષ્ણતર વાક્પ્રહારો નીકળતા ત્યારે વિમળાને તે અસહ્ય લાગતા અને સામાં બે વેણ તે પણ કહેતી. સ્ત્રી-પ્રકૃતિમાં સદ્‌વિદ્યા કે કેળવણી ગમે તેટલા પ્રમાણમાં મિશ્રિત થઇ હોય તોપણ સ્ત્રીઓની પ્રકૃતિ કુદરતી રીતેજ એવી તો વિલક્ષણ હોય છે કે તે વાક્પ્રહાર–મ્હેણાં બહુ સહન કરી શકતી નથી. એ પ્રમાણેજ વિમળાના સંબંધમાં પણ થયું. કુમતિ વિમળાને " ધણી વગરની, " " રઝળતી, " " વેશ્યા " એવાં એવાં મ્હેણાં આપતી હતી જ્યારે પોતાની સદ્‌વિદ્યા તથા કેળવણીને છાજે તેવાં બે બોલ વિમળા પણ સામા કહેતી. કોઇવાર રાણી પાસે ફરિયાદ પણ કરતી પરન્તુ રાણી મધુસિંહને ભાગ્યેજ કહી શકતી હતી.

કુમતિના મનમાં દિનપ્રતિદિન વિમળા વધારે અળખામણી લાગવા માંડી અને તેથી કરી કોઇ પણ રીતે તેનું કાટકું કાઢી નાંખવાને તે પ્રયાસ કરવા લાગી. કેટલાએક ધૂતારા બ્રાહ્મણોની પાસે મંત્ર જપાવવા લાગી. કેટલીએક બાધા–આખડીઓ રાખવા લાગી પરન્તુ તે ધૂતારાઓ તો એકવાર તેને આશ્રય આપી સો–બસોનો માલ ધૂતી પાછા મ્હોં એ દેખાડતા નહિ હતા. વિમળાને દૂર કરવાની યુક્તિયોની યોજનામાં તે નિરન્તર રહેતી હતી કેમકે એ કંટક પોતાના આનંદનો ભંગ કરનાર તેને લાગતો હતો.

કુમતિ પોતાને માટે આટલું બધું કરતી હશે એવું સ્વપ્ને પણ વિમળા ધારતી ન હતી, પરન્તુ કુટિલ માણસ સાથે ન જ બોલવું એવો નિયમ રાખી તે કુમતિના પરિચયમાં બિલકુલ આવતી નહતી; તેમજ મધુસિંહ પણ કુમતિને આધિન છે, જેમ કુમતિ ફરમાવે તેમ તે કરે એવો છે, અને કુમતિનો કોપ તેને હૃદયે વસે તેમ નથી એમ વિમળા જાણતી હોવાથી મધુસિંહ સાથે પણ તે અત્યન્ત પરિચય રાખતી નહિ.



# પ્રકરણ ૧૧ મું.

## વાઘના પંજામાં.



વિમળા અને દાસીઓ અંબિકાના મંદીરના માળપર ચઢી ગઇ. કેટલાએક માળી અને વાડીમાં કામ કરનારાઓ પણ તેમાં ભરાયા અને કેટલાએક વાડી બહાર નાશી ગયા. કેટલાએક બૂમો પાડવા લાગ્યા અને મદદને માટે ગભરાટથી આજીજી કરવા લાગ્યા; પણ નિકટમાં કોઈ ન હોવાથી કાંઈ વળે તેમ ન હતું. કુંવરીને પણ આવી રીતે સપડાઈ ગએલ જોઇ સહુ આશ્ચર્ય સાથે ખિન્ન થવા લાગ્યા, પણ કાંઇ શસ્ત્રાસ્ત્ર સિવાય લાચાર હતા.

પાસેના કોતરો પાસે ચરતાં કેટલાંક હરિણોને જોઇને એકાએક કોતરમાંથી તે વાઘ નીકળી આવેલ હતો અને મોટી ફાળો ભરતો ભરતો હરિણોની પછવાડે પડયો હતો. હરિણો વાડીમાં છૂટાં છૂટાં, વેરાઇ ગયાં અને વાઘ આવી મંદીરના દ્વાર સમીપના ચોકમાં આવીને બેઠો.

વાઘને દ્વાર સમીપ બેઠેલો જોઇ માળ ઉપરનાં સઘળાં માણસો બીવા લાગ્યાં અને કીકીઆરીઓ પાડવા લાગ્યાં. પરંતુ એનું પરિણામ સારૂં આવ્યું નહિ. કીકીઆરીઓ સાંભળીને તો વાઘ વધારે ગાભરો થયો અને પાસેના રાયણના વૃક્ષ ઉપર એક કૂદકો મારી ચઢી ગયો. વાઘને વૃક્ષ ઉપર ચઢેલો જોઈ માળ ઉપરના સઘળા જણનો જીવ મૂઠીમાં આવી રહ્યો જણાયો અને પોતાના બચાવ માટે સહુ કોઇ માતાજીની સ્તુતિ કરવા લાગ્યાં. વિમળા તો એક ખૂણે ત્રસ્ત થઇને ભરાઇ બેઠી હતી અને એક દાસી તેની પાસે ઉભી ઉભી તેને ધીરજ આપતી હતી. બીજાં બધાં માણસો પણ જેને જ્યાં ફાવ્યું ત્યાં ભરાઇ

અને ગોખમાંથી ડોકિયાં કરી જોવા લાગ્યાં કે—વાઘ હજી છે ગયો ?

માળ ઉપરનાં માણસો તરફ વાઘની દૃષ્ટિ બિલકુલ ગઇ નહોતી. માત્ર તે તો બ્હેબાકળાની જેમ ચપળ ચક્ષુઓ આસપાસ ફેરવતો હતો પરંતુ કોઇ માણસ કે હરિણ તેની દૃષ્ટિએ પડતું નહિ. સઘળાં હરિણો ઘટાદાર વૃક્ષો અને વલીની જાળોમાં ધુસી ગયાં હતાં અને માણસો માંહિના કેટલાક મદદ માટે ગામ તરફ દોડી ગયાં હતાં. કેટલા-એક–કે જેઓ ધારતા હતા કે ' વાઘ આવશે તો આપણે દોડી જ-ઇશું ' તેઓ વાડી બહાર દૂર ઊભા ઊભા આ સઘળો તમાસો જોતા હતા. વિમળા ઉપર સપડાઇ ગઇ છે એમ તેઓ જાણતા નહતા, નહિ તો તેઓ આ ત્રાસને તમાસો લેખત નહિ.

માણસો મદદ માટે ગામ ભણી દોડી ગયાં પરન્તુ મંદીરથી ગામ એક કોસ દૂર હતું તેથી તુરતમાં તો મદદ આવી પહોંચી શકી નહિ અને વાઘનો વિકરાળ ચહેરો જોઇને સહુ ત્રાસ પામવા લાગ્યાં. એટલામાં એક હરિણ વાઘના ભયથી ત્રસ્ત થએલું અને બ્હાવરૂં બની ગએલું હોવાથી એક ઘટામાંથી નીકળી બીજી ઘટામાં પેસી જતું વા-ઘના જોવામાં આવ્યું. તરત જ છલંગ મારી વાઘે તેને પકડ્યું. આસ-પાસ દૂર ઊભેલા લોકો આ જોઇને ત્રાસ પામી ગયા અને વધારે નાસવા લાગ્યા. સઘળા આ ભયંકર કૃત્ય જોઇને કસાણું મ્હોં કર-લાગ્યા અને સહુના ચિત્તમાં ચરચરાટ વૃદ્ધિ પામવા લાગ્યો. તેનો ઉપર ઊભેલા માણસો તો આ જોઈ બહુજ બ્હીનાં અને પો...રાઇ જો હરિણની પેઠે સપડાઈ જશે તો આવી સ્થિતિને પહો...ર તેમના કલ્પના દરેક જણના મગજમાં ઉદ્દભવ પામી. સહુનાં મ... ત્યાં પ-થશે ?' એ વિષે વિચાર કરતાં અકળાવા લાગ્યાં. પોતાના ... આવતા

વાઘે હરિણનું માંસ જેમ જેમ વધારે ચીરવા માંડ્યું તેમ તેમ સહુના હૃદયનો થરથરાટ વધવા લાગ્યો, અને કોઇથી આ ઘાતકી કર્મ ન જોઈ શકાયું.

વખત સાંજનો હતો તેથી અંધારૂં થયાં પહેલાં વાઘ નાશી જશે અને સહુ કોઇ બચશે એવી સહુને આશા હતી, પરન્તુ અંધારૂં થયાં પહેલાં એ ઘાતકી વાઘ આપણને શું સ્થિતિમાં લાવી મૂકશે એવો વિચાર જ્યારે તેઓ કરતા ત્યારે તેમનું હૃદય ત્રાસથી થરથરતું હતું. લલિતાનો પત્ર જોઇને-વાંચીને વિમળાને જેટલો હર્ષ થયો હતો તેથી વધારે વ્યથા અત્યારે તેના આનંદમાં પડેલા ભંગ માટે થવા લાગી તોપણ વાઘના ત્રાસ વિષેના વિચારમાંથી પણ લલિતાના પત્ર વિષેનો અને તે માંહેના સાર વિષેનો વિચાર પોતાને માટે થોડીએક જગ્યા રોકી રાખતો હતો. તેને મૂગી બેઠેલી જોઈ સહુ કોઇ એને ત્રસ્ત અને માતાજીની સ્તુતિ કરતી માનતા હતા; પરન્તુ એની એ મુગ્ધ સ્થિતિ, "લલિતાનો આનંદદાયક પત્ર ક્યાંથી ? અને આ વાઘનો ત્રાસ ક્યાંથી" એ વિષેના વિચારથી થએલી હતી.

વાઘ હરિણનું માંસ ખાતો ખાતો ચોકમાં મગ્ન ચ્હેરે બેઠો હતો અને માળ ઉપરનાં સઘળાં માણસોને ત્રાસ આપતો હતો એટલામાં અચાનક તેની પીઠમાં બે બંદૂકની ગોળીઓ સણસણાટ કરતી વાગી અને ચોંટી.

થયો
વાઘને
ઠીમાં
તાજીની સ્
રાઇ બેઠી
આપ

# પ્રકરણ ૧૨ મું.

## ચંદ્રસિંહ સાથે વાતચિત.



સમય સન્ધ્યાનો હતો, પરન્તુ સવિતા નારાયણ હજી ક્ષિતિજમાં દર્શન કરાવી રહ્યા હતા જેથી પક્ષીઓનો કિલકિલાટ સંભળાતો હતો અને જેમ જેમ તડકાની ચટકી અલ્પ થતી જતી હતી તેમ તેમ પક્ષીઓ પોતાના માળા ભણી દોડી જતાં હતાં. મુસાફરો અંધારૂં થઇ જવાની ધાસ્તીથી થાક્યા-પાક્યા પણ ઉતાવળા ચાલતા હતા. આ વખતે જયસિંહ અને સિદ્ધરાય બન્ને ઉંટો મારફત પ્રમોદપુર ભણી ચાલ્યા આવતા હતા. ઈષ્ટ સ્થળે પહોંચી જવાની ઉત્કંઠાથી અને એ ઉત્કંઠા થોડાક વખતમાં પૂરી થઇ જવાની આશાથી જયસિંહના ઓષ્ઠમાં અદ્રશ્ય સ્મિત સ્ફુર્યા કરતું હતું.

અંબિકાની વાડીની નજીક આવતાં વાર તેમની દ્રષ્ટિએ પડ્યો અને આસપાસ ઉભેલા લોકો આજીજી કરવા લાગ્યા—"ભાઇઓ ! માળ ઉપર કેટલાંએક માણસો સપડાઇ ગયાં છે તો આપની પાસે કાંઇ શસ્ત્રાસ્ત્ર છે ? જો હોય તો અનેક જીવ બચાવ્યાના પુણ્યના આપ અધિકારી થશો."

આ શબ્દો સાંભળતાં જ બન્ને મિત્રોના હ્રદયમાં પરોપકાર કરવાનો અંકુર સ્ફુર્યો અને બંદૂકોના બે બહાર કરી તે ઘાતકી પાત્રનો તેમણે જીવ લીધો. ગોળીનો બહાર સાંભળી માળ ઉપર ગભરાટથી ભરાઇ ગએલા સઘળા જણ બારીએથી જોવા લાગ્યા. અને ત્યારે તેમના જીવમાં જીવ આવ્યો. વાઘનું લોહી લોહાણ થઇ ગએલું શબ ત્યાં પડ્યું હતું અને બન્ને સ્વારોના ઘોડા દોડતા દોડતા તે ભણી આવતા

હતા ત જોઇ સહુળાઓએ અનુમાન કર્યું કે વાઘને મારનાર તે જ એ પ્રતાપી નરો હશે. વિચાર ગ્રસ્ત વિમળા તો બંદૂકના બહાર પણ ન સાંભળી શકી! કારણ કે વિચારાંકુરની સ્ફુર્તિએ તેના કાનને બહેરા કરી દીધા હતા, અને આંખોને અન્ધ બનાવી દીધી હતી. બારીએ જઇને દાસી જોઇ આવી કે વાઘને પેલા બે સ્વારોએ માર્યો છે અને જ્યાં સુધી તેણે વિમળાને કહ્યું કે—"બા સાહેબ! માતાજીએ આપણી સ્તુતિનો સ્વીકાર કર્યો અને આપણને બચાવવાને સાહાય્યભૂત એ પ્રતાપી નરો મોકલ્યા" અને તેના ઉત્તરમાં વિમળાએ "હેં! શું!" એ બે શબ્દો કહ્યા ત્યાં સુધી વાઘના ગભરાટમાં મિશ્રિત થએલા લલિતાના પત્ર ઉપરના વિચારોએ તેને અચેતન–ઇંદ્રિયરહિત બનાવી દીધી હતી. વિચારોને હાંકી કાઢી કાંઇક ભાનમાં આવીને તે ઉઠી અને બારીએ જઇ વાઘનું શબ તથા તેને મારનાર બે અસ્વારીઓની આનંદી મુખમુદ્રા જોઇ આનંદ પામી, દાસીને પૂછવા લાગી: "શું ઘાતકી વાઘને મારનાર આ જ બે નર-રત્નો કે?"

દાસીએ હા પાડી.

"આપણા ઉપર તેમનો અતુલ ઉપકાર થયો. દેખાવમાં કોઇ સરકારી માણસો લાગે છે, પણ મુખ-મુદ્રા રજપૂત હોય એમ સૂચવે છે. વારુ, દાસી! તેમને લેઇ તું જલ્દી રાજમંદીરે જા અને પિતાજીને કહેજે કે એમણે આજે ઘણા માણસોને જીવિત–દાન આપી કૃતાર્થ કર્યા છે માટે, એમને માટે ઉતારાની સારી સગવડ કરાવે."

વિમળાની સૂચના સાંભળી તુરતજ બન્ને સ્વારોને લેઇ દાસી ગામ ભણી ગઇ. ઉંટો વાડીને દરવાજે રાહ જોતા ઉભા હતા તે પણ સાથે ચાલ્યા અને સહુ રાજ્ય મંદીરે ગયા.

વિમળા અંબિકાનાં દર્શન કરી નીચે ઉતરી અને સત્વર પોતાની બગી જોડાવી ગામમાં ગઇ.

દાસીએ બનેલી સઘળી બીના ચંદ્રસિંહને કહી અને થોડીએક પળોને માટે સઘળાઓને તેણે આશ્ચર્યમાં દિગ્મૂઢ બનાવી દીધા ચંદ્રસંહ, જયસિંહ અને વિઠ્ઠરાયના ચહેરા સામે એકી ટસે જોઈ રહ્યો અને કેટલીએક પળો પછી બોલ્યો "તમે આજે મારા ઉપર એક જબરો ઉપકાર કર્યો છે અને તેના બદલા તરિકે જે કાંઇ આપું તે ઓછું જ છે."

વિઠ્ઠરાયે કહ્યું-"એમાં અમે અમારી ફરજ બજાવવા સિવાય કાંઈપણ વધારે કર્યું નથી. સપડાયેલાંઓને બચાવવાની આમારી ફરજ હતી અને તે અમે બજાવી છે!"

વિઠ્ઠરાયના શબ્દો ઉપરથી ચંદ્રસિંહને લાગ્યું કે 'આ કોઇ સાધારણ માણસ હોય તેમ લાગતું નથી' 'કોઈ ખાનદાનના ફરજંદ હશે;' એમ એની કલ્પના શક્તિએ નિશ્ચય કર્યો. તેણે પૂછ્યું, "આપ જ્ઞાતિના કોણ છો અને ક્યાંથી આવો છો?"

"અમે બન્ને રજપૂત છીએ અને બાળમિત્રો છીએ. રમણપુરથી મુસાફરી અર્થે નીકળેલા છીએ." વિઠ્ઠરાયે જવાબ આપ્યો.

"ત્યારે તો તમે ત્યાંના પાટવી પાસે રહેતા હશો?" પ્રશ્ન થયો.

"પાટવી જયસિંહજી પણ અમારા સ્નેહી છે. કૉલેજમાં અમે બધાએ સાથેજ અભ્યાસ કરેલ છે."

"એમ કે?" કહી ચંદ્રસિંહ તરતજ ઉઠયો અને બન્નેને માટે ઉતારાની સગવડ કરાવી. રાણીવાસમાં જઈ, બન્ને રજપૂતોએ કુંવરીને બચાવી એવા સમાચાર કહી, સહુને શોકમિશ્રિત આનંદના સાગરમાં નવરાવ્યા.

જયસિંહ અને વિઠ્ઠરાય ઉતારે ગયા અને રાત્રિ પડી ગએલી હોવાથી ત્યાંજ ભોજન કર્યું. ઉંટવાળાઓને પણ બોલાવ્યા અને કવિ-

રાજને દસહજાર તથા લક્ષ્મીશંકરને પાંચ હજાર રૂપિયા આપી, એ-મને શાંત કરી વિદાય કર્યા.



# પ્રકરણ ૧૩ મું.

## કચેરીમાં.



બીજે દિવસે પ્રભાતમાંજ કચેરી થઇ. સઘળું કાર્યભારી મંડળ એકઠું થયું. શહેરના પ્રતિષ્ઠિત પુરૂષોને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું અને પ્રભાતના સાત થતાં તો સઘળું કચેરી મંડળ એકઠું થઇ ગયું હતું. જયસિંહ અને વિઠ્ઠલરાયને પણ બોલાવવામાં આવ્યા હતા. ખાસ એમને માટેજ આ કચેરી કરવામાં આવી હતી અને ગયે દિવસે એમણે જે મહત્કાર્ય કર્યું હતું તેને માટે પરિતોષ આપવા માટે તેઓનો બોલાવ્યા હતા; પરન્તુ એ વાત એમના જાણવામાં આવવા દીધી નહતી.

સઘળા મંડળે યથાસ્થિત જગ્યા લીધા પછી રાજા પણ કુમાર ચંદ્રસિંહ સહિત આવ્યા. સઘળા મંડળે ઉભા થઇ માન આપ્યું અને રાજાએ જગ્યા લીધા પછી સહુ બેઠા.

પ્રારંભમાં કચેરી કરવાનું કારણ ચંદ્રસિંહે સહુ કોઇને સમજા-વ્યું અને "વિમળાને એ બે પ્રતાપી પુરૂષોએ જીવિત-દાન આપ્યું છે તે માટે હું એમને આજે આ પરિતોષ આપું છું તે તેઓ સ્વી-કારશે એમ આશા રાખું છું" એમ કહી પાસે પડેલી બબ્બે હજાર રૂપિયાની બે થેલીઓને હાથ અડકાડચા.

જયસિંહ કે વિઠ્ઠલરાયને કોઇને આ બાબતની ખબર હતી નહિ,

તેથી તેઓ તો રાજાનું આ આચરણ જોઇને આશ્ચર્ય ચકિત થયા અને જયસિંહનો વિચાર તો એમ જણાવવાનો થયો કે–"પરિતોપ લેવા ખાતર અમે આ કાર્ય બિલકુલ કર્યું નથી માટે તેનો સ્વીકાર અનુચિત છે." અને જ્યાં તે ઉભો થવા જતો હતો એવામાં વિદ્દ્રાયે તેનો હાથ દબાવી તેને ઉભો થવા ન દીધો, અને "ભરકચેરીમાં આપેલા પરિતોપનો અનાદર ન કરવો" એમ તેના કાનમાં કહ્યું.

રાજાનું બોલવું પુરૂં થયું કે તરતજ વિદ્દ્રાય ઉભો થયો અને બોલવું શરૂ કર્યું:—

"મહેરબાન મહારાજા સાહેબ અને સદ્‌ગૃહસ્થો! આ પ્રસંગને અનુસરીને હું પણ બે શબ્દો યથામતિ બોલવાની રજા લઉંછું. આ ક્ષણિક જગતમાં 'કાન્તા, કાંચન અને કીર્ત્તિ' ગ્રહણ કરવાને સહુ કોઈ લોભાય છે અને એ કાંઈ નવાઈ નથી; પરન્તુ જેઓ વિદ્વાન્ છે, જેઓ સારૂં નરસું શું છે તેના જાણનાર છે, જેમને પરોપકાર બુદ્ધિથી વિવેક કરવાની શક્તિ મળેલી છે, તેઓ કાન્તામાં અને કાંચનમાં અત્યંત લોભાઇ રહેતા નથી; પરંતુ એટલું તો સત્ય કે કીર્ત્તિ મેળવવાને હમેશાં તેમની ઇચ્છા અતૃપ્ત જ રહે છે અને એ પોતાની ઉન્નતિ કરવાને સાધનભૂત છે. કીર્ત્તિ એ એવી તો અલૌકિક વસ્તુ છે કે જેની કિંમત રત્નની એક જબરી ખાણ કરતાં પણ વધારે થવા જાય છે. રત્નની ખાણ કાળાંતરે ખૂટશે પરન્તુ કીર્ત્તિ તો એવી અમર અને અજર વસ્તુ છે કે જેનો કાળાંતરે પણ નાશ થતો જ નથી! કહેવત છે કે 'કીર્ત્તિ કેરાં કોટડાં પાડયાં નહિ પડંત.' ખરેખર કીર્ત્તિ કદિ પણ નષ્ટ થતી જ નથી. કીર્ત્તિ મેળવવાની જિજ્ઞાસા રાખવી એને બીજા લોકો તો ગમે તેમ કહે, પરન્તુ હું તો તેને એક સદ્‌ગુણ જ કહીશ, કારણ કે કીર્ત્તિ મેળવવાની લાલચથી અને લોભથી માણસ

પોતાના કામમાં ખંતીલો અને ઉપયોગી થાય છે; પરન્તુ જો કોઇ મૂર્ખ કીર્ત્તિના લોભથી દુષ્કર્મ કરવાને પ્રવર્ત્તમાન થાય તો ત્યાં કીર્ત્તિ એ દુર્ગુણને રૂપે ફલીભૂત થાય છે. પૂર્વે યુધિષ્ઠિર, અર્જુન, રામ, લક્ષ્મણ વિગેરે મહાન્ પુરૂષોએ કેવાં કેવાં સત્કર્મોથી અને પોતપોતાનાં બાહુ-બળથી પોતાની કીર્ત્તિનો દિવ્ય પ્રકાશ આખી પૃથ્વીમાં ફેલાવી દીધો છે કે જે અદ્યાપિ પર્યંત એવો ને એવો જ છે, એટલું જ નહિ પણ જેમ જેમ ધર્મ અને વિદ્યાનો પ્રચાર થતો જાય છે તેમ તેમ પારદે-શીય વિદ્વાનો પણ એકજ સાદે એમની કીર્ત્તિનાં ગાન કરે છે. જ્યારે કીર્ત્તિનો દીપ આટલો આટલો તેજસ્વી છે અને એનો પ્રકાશ આટ-લો દિવ્ય ગુણવાળો છે ત્યારે તેને ગ્રહણ કરવાને કોણ ન લોભાય? ખરેખર મોટાં સત્કર્મો કરીને આપણે પણ આપણી કીર્ત્તિ બની શકે ત્યાં સુધી અમર કરવાને પ્રયત્ન કરવો જ જોઇએ, અને એ પ્રયત્ન દ્વારા આપણે, ખરેખર, સદ્‌ગુણી થઇશું. જેઓ ક્ષત્રીઓ છે તે-મણે પોતાના બાહુબળથી, બ્રાહ્મણો છે તેમણે પોતાની વિદ્યાથી, વૈ-શ્યો છે તેમણે વિદેશ સાથે વ્યાપાર-વૃદ્ધિની યોજનાથી અને જેઓ ક્ષુદ્રો છે તેમણે પોતાના સ્વામી પ્રત્યે અનન્ય ભક્તિથી પોતાની કી-ર્ત્તિના દિવ્ય પ્રકાશનો પ્રસાર કરવા મનનું દૃઢીકરણ કરવું જોઇએ. આપણે સાંભળતા આવ્યા છીએ કે કેટલાએક ક્ષત્રીઓ પોતાના શૌ-ર્યને માટે, બ્રાહ્મણો વિદ્વત્તાને માટે, વૈશ્યો વ્યાપાર–વૃદ્ધિ યોજનાને માટે અને ક્ષુદ્રો દાસત્વને માટે જગત્ વિખ્યાત થઇ ગએલ છે અને ભારત વર્ષના વિદ્વાનો અત્યારે તેમની કીર્ત્તિનાં ગાન કરે છે!

"અમે બન્ને બંધુઓ ક્ષત્રીઓ છીએ; અને પરોપકાર કરવાનો તેમજ દુઃખિતને દુઃખ વિમુક્ત કરવાનો અમારો ધર્મ અમે સમ-જીએ છીએ. ગઈ કાલે નામદાર મહારાજા સાહેબની કુંવરીને અમે

ત્રાસમાંથી મુક્ત કર્યાં છે, તે અમે અમારી પોતાની-ક્ષત્રીની એક ફરજ અદા કરી છે અને તેથી વિશેષ કાંઈ કર્યું નથી. વળી ત્યાં કુંવરી સપડાઇ ગયાં છે એમ અમને બિલકુલ માહિતી પણ નહોતી. વાઘને અમે દૂરથી જોએલ હતો પરંતુ જ્યારે અમે નજીક આવ્યા ત્યારે કેટલાંએક માણસોના કહેવા ઉપરથી અમે જાણ્યું કે કેટલાક આગવાન માળીઓ સપડાઈ ગએલા છે। આ અર્થે અમે અમારી જે ફરજ બજાવી છે તે કાંઇ વિશેષ કર્યું કહેવાય નહિ તે માટે નામદાર મહારાજા સાહેબ અમને જે પરિતોષ આપે છે તે ઉચિત નથી. તેમજ તે ગ્રહણ કરવાને અમે અધિકારી પણ નથી. પુનરૂક્તિ દોષ કરીને કહું છું કે એ કાર્ય પરિતોષ અર્થે અમે નથી કર્યું, ( સહુ કોઈએ ડોકું હલાવ્યું ) પરંતુ જેવા અમર કીર્ત્તિ આપણા પૂર્વજોએ પોતાના બાહુબળથી પ્રસારી હતી તેવી કીર્ત્તિનો કાંઈક અંશ ગ્રહણ કરવાની ખાતર તેમજ એક પરોપકારનું કાર્ય છે એમ સમજી એ કાર્ય અમે કરેલું છે અને આ કચેરી મંડળ એકઠું થઇને જે અમારી કદર કરે છે તે જ માત્ર અમારા કાર્યનો બદલો છે અને અમારી કીર્ત્તિ-લોભની ઇચ્છા પ્રપૂર્ણ થઇ છે એમ અમે માનીએ છીએ. તોપણ મહારાજા સાહેબની આગ્રહ-સૂચક વૃત્તિથી, એમની ઇચ્છાને અનુસરીને અમને જે પરિતોષો આપવામાં આવે છે તે અમે પ્રેમ પૂર્વક ગ્રહણ કરીએ છીએ અને ભૂલચૂકની ક્ષમા માગી હું હવે બેસી જવાની રજા લઉં છું.”

તાળીઓનો અને હર્ષના પોકારનો લાંબો ગડગડાટ ચાલ્યા કર્યો. ભાષણ કરવાની છટા, બોલવાની શૈલી, અને સમજાવવાની ખુબિ તથા વિદ્વત્તા જોઇને આખું કચેરી મંડળ ચકિત થઇ ગયું. લોકો ‘વાહ વાહ’ના પોકાર કરવા લાગ્યા અને કેટલીક વાર સુધી તો ભાષણ ક-

રનાર ઉપર શ્રોતાઓમાં થતી ટીકાને લીધે આખી કચેરીમાં ગણગણાટ ચાલુજ રહ્યો.

વિદ્દ્રાય જે બોલ્યો તે બન્ને મિત્રોની વૃત્તિને અનુસરતુંજ હતું અને જયસિંહની વતી પણ તે બોલી ચૂકેાે હતો તેથી જયસિંહને હવે બોલવાની કાંઇ જરૂર જણાઇ નહિ. સમાપ્તિદર્શક થોડા એક શબ્દો બોલીને ચંદ્રસિંહે કચેરી બરખાસ્ત કરી અને જયસિંહ તથા વિદ્દ્રાયને કેટલીએક પૂછપરછ કરવાની ખાતર રોક્યા.

ચંદ્રસિંહ વિદ્દ્રાયની વિદ્વત્તાથી અને સાલસાઇથી ખુશ થઇ ગયો હતો અને તેથી એવા ક્ષત્રીઓ પોતાના રાજમાં રહે તો સારૂં, એમ ઇચ્છતો હતો. જયસિંહ પણ એવો જ વિદ્વાન હશે એમ તે માનતો હતો.

"તમે બન્ને મિત્રો પરદેશ શા અર્થે નિકળ્યા છો ?" શરૂઆતમાં ચંદ્રસિંહેજ પ્રશ્ન કર્યો.

"દેશાટન અર્થે નિકળ્યા છીએ અને કોઇ મહત્ કાર્ય કરી કીર્ત્તિ-પ્રસારનો સિદ્ધાંત સાધવાની અભિલાષા છે." જયસિંહે જવાબ દીધો.

"ક્યાં સુધી અભ્યાસ કરેલ છે ?"

"કેટલોએક અંગ્રેજી અને સંસ્કૃત અભ્યાસ બન્ને મિત્રોએ કરેલ છે !" જયસિંહે અભ્યાસની હદ બાંધ્યા સિવાય કહ્યું.

"એટલે કૉલેજના કયા વર્ગ સુધી ?"

"બી. એ. સુધી."

"ત્યારે તો આટલા વિદ્વાન હો તેમાં શું નવાઈ !"

એ પળ સહુ કોઇ મૌન રહ્યા, અને સઘળા જયસિંહ તથા વિદ્દ્રાયની સામું તાકીને જોઇ રહ્યા.

"ત્યારે અમારા રાજ્યમાં રહી આપની વિદ્વતાનો અમને લાભ ન આપો ?"

"આપના જેવા મહારાજાઓની સત્કૃપાના પ્રસાદથી મળેલી વિદ્યાનો ઉપભોગ કરવાને હરકોઈ આજ્ઞા ફરમાવવાને આપ અધિકારી જ છો." વિદ્વદ્દયે કહ્યું.

"ત્યારે આજથી તમને બન્ને મિત્રોને રોઢસો દોઢસોની જગ્યાએ ઉપર અમે નીમીએ છીએ. સ્વીકાર કરશો ?"

"ઘણી જ ખુશીથી. આપ નામદાર જેવાના રાજ્યમાં નોકરી કરવી એથીજ અમારી અભિલાષા તૃપ્ત થઇ એમ અમે માનીએ છીએ."

"વારૂ આપનાં નામ શું ?" બોલાવવાની સગવડ પડે તે ખાતર ચંદ્રસિંહે પૂછ્યું.

"મારૂં નામ અમરસિંહ છે, અને ભાઇનું નામ અમૃતસિંહ છે." વિદ્વદ્દયે કહ્યું.

"વારૂ, અમરસિંહજી ! આપને અમારા ટ્રેઝરરની જગ્યા સોંપીએ છીએ અને અમૃતસિંહને રેવીન્યુખાતાનો અધિકાર સોંપીએ છીએ."

"ટ્રેઝરીનું મોટું જોખમ આપ મને શરૂઆતમાં જ સોંપો એ અનુચિત કહેવાય !" વિદ્વદ્દયે કચવાતાં કચવાતાં કહ્યું.

"એમાં કાંઇ પણ હરકત નહિ. તમારી વિદ્વતા અને સાલસપણાએ મારા મનમાં તમારે માટે પૂરો વિશ્વાસ ઉત્પન્ન કીધો છે માટે એ ખાતર તમારે જરા પણ કચવાવું નહિ. તમારો બન્નેનો મને પૂર્ણ ભરોંસો છે. તમારાથી અમારા એ જગ્યાના અધિકારીઓની પ્રતિકૂળતા પણ નષ્ટ થઇ. વૃદ્ધાવસ્થાને લીધે તેમની ઇશ્વરભક્તિ કરવાની ઇચ્છા પણ પરિપૂર્ણ થઇ."

ચંદ્રસિંહ ઉઠયો. બીજા બે-ચાર જણાઓ અને વિદ્વદ્દય

જયસિંહ પણ ઉઠ્યા અને કેટલેક સૂધી રાજા તથા વિદૂદ્રાય વા- કરતા ચાલ્યા રાણીવાસ આવ્યો એટલે ચંદ્રસિંહ અંદર ગયો બન્ને મિત્રો પોતાને ઉતારે ગયા.



## પ્રકરણ ૧૪ મું.

### આશ્ચર્યમાં તણાઇ.



વચ્ચે ત્રણ ચાર દિવસનો ગાળો પડ્યો, અને તે દ- ર્મ્યાન જેને તેને મ્હોંએથી પણ બન્ને મિત્રોએ કરેલા પરાક્રમ વિષે અને તેમની વિદૂત્તા વિષે સાંભળવામાં આવતું હતું. વિદૂદ્રાય અને જયસિંહ જે રાત્રે રમ- ણપુરથી નીકળ્યા તેને બીજે દિવસેજ લલિતાએ વિ- મળા ઉપર એક પત્ર લખ્યો હતો જેમાં લખ્યું હતું કે—તે બન્ને ત્યાં આવવા માટે નીકળ્યા છે. વળી તે એમાં લલિતાનો પતિ કોણ અને કુમાર કોણ તેની ઓળખાણ માટે પોશાકની તેમજ બીજી કેટલીક નિ- શાનીઓ પણ તે પત્રમાં સૂચવી હતી.

પત્ર બીજેજ દિવસે વિમળાને મળ્યો. વિમળા તો એ પત્ર વાંચીને સ્તબ્ધ થઇ ગઇ! પત્ર હાથમાંજ રહ્યો અને પૃથક્ પૃથક્ ત- રેહના વિચારોએ તેના મગજને ઘેરવા માંડ્યું. " અચાનક તેમને અહીં આવવાનું પ્રયોજન શું હશે ! " એ વિષેનો ખુલાસો તો પત્રમાં લ- ખેલો હતો પરન્તુ તે સિવાયના અન્ય વિચારોએ વિમળાને મુગ્ધ- મૂઢ બનાવી દીધી.

" અહા ! મારૂં કેવું ભાગ્ય કે જેને માટે હું હમેશાં ચિંતવન કર્યાં કરૂં છું તે પોતેજ અહીં ચાર દિવસ થયાં આવેલ છે તોપણ તે

લાગી અને જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ તેની ઉત્સુકતા વધવા લાગી.

ઉત્સુકતાના વમળમાં રાણી ઘેરાઇ રહી હતી એટલામાં તો વિમળા ત્યાં આવી અને રાણી પાસે આવી બેઠી.

" આવ બ્હેન ! આવ. ઘણે વર્ષે આજ મને તારે મારે હર્ષ થાય છે."

" એમ કેમ બોલ્યાં માતુશ્રી ! "

" વિમળા ! હું તને એક વાત પૂછું તેનો તું જરા પણ સંકોચાયા વિના ઉત્તર દેજે !"

" માતુશ્રી પાસે ચોખ્ખો ઉત્તર નહિ દઉં તો બીજા કોની કને દઇશ ?" વિમળાએ જાણ્યું કે વાત કાંઇક ફૂટી લાગે છે.

" બ્હેન ! લલિતા રમણપુર લખે છે કે ત્યાંના પાટવી જે ગયે વર્ષે બી. એ. ની પરીક્ષામાં પાસ થયા છે તે હજી કુંવારા છે વળી લલિતાંના પતિના મિત્ર પણ છે ! બોલ તારો શું વિચાર છે ?"

વિમળાના મુખ ઉપર આનન્દનું ચિત્ર અદ્રશ્ય રીતે સ્ફુરવા લાગ્યું. કદિ નહિ અનુભવેલો આનન્દ આજ તે અનુભવવા લાગી.

" માતુશ્રીનો વિચાર તેજ મારો વિચાર." ——

" એ તો અમે ક્યાં નથી સમજતાં ? લલિતા તો લખે છે કે સદ્‌ગુણી છે, કેળવાએલા છે; અને ખરેખર એના પતિના મિત્ર છે એટલે એનાથી કાંઇ અજાણ્યું તો નહિ હોય તોપણ તને પૂછવાનો અમારો ધર્મ છે એટલે પૂછ્યા વિના ન ચાલે. માતાજી કહેને બે ચાર દિવસમાં ચોકકું બેશી જાય તો મને એ નિરાંત અને તારા પિતાજીને પણ નિરાંત !"

" માતુશ્રી ! બેઅદબી માફ કરશો. મને પણ લલિતા મા-

તર્ફે જે વાત જાણવામાં આવી છે તે કહી દઉંછું કે—ચાર પાંચ દિવસ અગાઉ જે બે નવા રજપૂતોને રાખ્યા છે તેમાં એક લલિતાના પતિ છે અને બીજા રમણપુરના પાટવી પોતેજ છે !”

“ હેં ? આ તું શું બોલે છે ? એ અહીં ક્યાંથી ?”

“ મને લલિતાએ લખેલ છે કે તેઓ બન્ને ખાસ તે માટેજ અહીં આવેલ છે ! ”

“ અહા ! ત્યારે તો “ ઘેર બેઠાંજ ગંગાજી મળી ગયાં ” ને શું ! શું પ્રભૂની લીલા છે ના ?” રાણીના અંતર્માં આનંદ સાથે આશ્ચર્ય છવાઇ રહ્યું અને મુખમાંથી સ્મિત સ્ફુરવા લાગ્યું. બેચાર પળ સુધી મગજ વિચાર-દુર્ગમાં ઘેરાઇ રહ્યું. એવામાં ચંદ્રસિંહનું આવવું થયું અને સહુના આનંદમાં તેણે પણ ભાગ લેવાનું શરૂ કર્યું. રાણીએ સઘળી વાત ચંદ્રસિંહને કહી બતાવી. ચંદ્રસિંહના મનને શાંતિ થઇ.

“ બન્ને કેવા ચાલાક છે ના ? આઠ દિવસ થયાં ગામમાં આવ્યા છે પણ કોઇ કળી શક્યું ? મને તો રાજપૂત્ર જેવાજ લાગતા હતા પરંતુ ખાત્રી વિના કેમ કહી શકાય ? ”

“ [illegible] પણ લલિતાના [illegible] [illegible] પરંતુ ઈશ્વરે ઘણે દિવસે આવી સારી આશા આપી છે માટે હવે વાર ન લગાડો. મારી અધીરાઇ તો પળેપળે વધતી જાય છે. ”

“ હા ! હવે સઘળી તૈયારીજ છે. ” ચંદ્રસિંહે વિદૂદ્રાયને તેડવા માટે માણસ મોકલ્યું. વિમળા લજ્જાના નિયમને અનુસરીને ત્યાંથી ચાલી ગઈ. થોડાક વખતમાં વિદૂદ્રાય ચંદ્રસિંહ સમીપ આવી ઉભો રહ્યો.

“ પધારો ! વિદૂદ્રાયજી ! ” ચંદ્રસિંહે સ્મિત કરી કહ્યું.

“ વાહ ! આપતો મારી મશ્કરીજ કરો છો ! મારામાં એટલી

બધી શી વિદ્વત્તા છે કે આપ મને "વિદ્વદ્રાય" કહો છો!'

" હું નથી કહેતો. તમારી ફોઇએ તમારૂં જે નામ નિમિત્ત કીધું હતું તેજ હું કહું છું."

વિદ્વદ્રાય સમજી ગયો કે વાત ફૂટી છે, અને એ વાત કેવી રીતે અને ક્યાંથી ફૂટી તે વિષે એક પળમાં એના મનની ત્વરિત ગતિએ અનેક વિચારો કરી વાળ્યા.

" વિદ્વદ્રાય ! તમારો સઘળો ભરમ અમારા જાણવામાં આવ્યો છે માટે હું જે પ્રશ્ન કરૂં તેના સિદ્ધા ઉત્તર આપતાં અચકાશો નહિ."

લજ્જાથી વિદ્વદ્રાયે નીચું જોઇને કહ્યું—" આપ પાસે હું સિદ્ધા જવાબ નહિ દઉં તો બીજા કોની પાસે દઇશ ? બેલાશક પૂછો." વિદ્વદ્રાયે જાણ્યું કે—" જ્યારે સઘળી વાત ખુલ્લી પડી છે ત્યારે હવે કાંઇ ગુપ્ત રાખવાની જરૂર નથી."

" તમારી સાથે રમણપુરના પાટવી આવેલ છે તેમની સાથે આપણી વિમળાનું સગપણ કરવા બાબત તમારો શું વિચાર છે ?"

અચાનક આવા પ્રશ્ન થશે એવું વિદ્વદ્રાયના માનવામાં નહોતું, તોપણ પૂછેલા પ્રશ્નનો જવાબ આપ્યા સિવાય ચાલે તેમ ન હતું. " એમના પક્ષકાર તરીકે મારી સંમતિ છે. જ્યારે આપ પાસે સઘળી વાત ખુલ્લી થઇ ચૂકી છે ત્યારે હવે હું નકામી લપ-છપ કરવામાં કાળ-ગમન કરતો નથી." વિદ્વદ્રાયે વાત ટુંકી વાળી.

" થયું ત્યારે ! કહો ત્યારે ક્યારે-કાલે નક્કી કરીશું ?" ચંદ્રસિંહે રાણીને પૂછ્યું.

" હા. હવે વાર લગાડવાની કાંઇ જરૂરજ નથી."

સગપણ કરવાનો નિશ્ચય થયો. રાજ-કુટુંબમાં સઘળે આનંદ ફેલાઈ રહ્યો. વિમળાના આનંદ વિષે તો પૂછવુંજ શું ?



## પ્રકરણ ૧૬ મું.

### સંમેલન.



સગપણ થયું, સાકરો વહેંચાઇ, રાજા તેમજ પ્રજાવર્ગ તરફથી તે દિવસ મોટા ઉત્સવ તરીકે પાળવામાં આવ્યો: જે બાબત સવિવેચન કહેવાની કાંઇ આવશ્યકતા નથી.

સગપણ થયા પછી જયસિંહ તો ચંદ્રસિંહનો જમાઇ થયો તેથી એક નોકર રજપૂત તરીકે તેને જે ઉતારો આપવામાં આવ્યો હતો તે ફેરવી નંખાવીને રાજમહેલનો એક ભાગ તેને ઉતારા તરીકે આપવામાં આવ્યો અને એક રાજકુમારને છાજે તેટલા વૈભવની સામગ્રી પણ પરી પાડવામાં આવી.

તો ત્યારે મિટ નજરે તે તેમને નિહાળી રહેતા. તે વખતે તેની ચુઓમાંથી અલૌકિક અદૃશ્ય પ્રેમાશ્રુઓ દ્રવતાં હતાં. જેના દર્શન ાત્રથીજ પિછાન વિના વિમળાની આવી દ્રવીભૂત સ્થિતિ થઇ ગઇ હતી તેની સાથે લગ્ન-ગ્રંથી જોડાયા પછી વિમળાનું કુમળું-પ્રેમી હૃદય કેવી સ્થિતિ ભોગવશે તેની તો કલ્પનાજ માત્ર થઇ શકે. સગપણ થયાને બે ત્રણ દિવસ થયા ત્યાં સુધી જયસિંહ ઉપર કોઈ મારફત આ પ્રેમાર્દ્ર હૃદય તરફથી કાંઇ સંદેશો મોકલી શકાયો ન હતો તો પછી વાતચીત કરવાનો પ્રસંગ તો ક્યાંથીજ મળે-પોતાના સ્નેહનો- મદન-મિશ્રિત ઉમળકો ક્યાંથીજ શાંત કરી શકે?

આજે સગપણ થયાને ત્રણ દિવસ થયા હતા. પ્રેમથી દ્રવતા હૃદયને શાંત કરવાનો એક પણ પ્રસંગ હજી સુધી મળ્યો નહોતો જેથી તે પ્રતિદિન વધારે ઉત્સુક બનતું જતું હતું; અને આ પ્રતિદિન વધતી જતી ઉત્સુકતાએ વિમળાનું મગજ ભ્રમાવી દીધું હતું. તેનું મગજ આવો પ્રસંગ ક્યારે અને કેવી રીતે મળે એ વિષે યોજના કરવાના તર્કમાંજ રોકાયા કરતું હતું અને અન્ય વિષયમાં ગુંથાતું નહતું. માત્ર ત્રણ દિવસ થયાંજ તેની સ્થિતિ આવી થઇ ગઈ હતી અને તેમાં આજ તો એ સ્થિતિએ ઘણુંજ ભયંકર રૂપ પકડ્યું હોય તેમ લાગતું હતું.

સાંજ પડી કે તરતજ આજે તો વિમળાએ રાત્રિ-ભોજન ઉકેલ્યું-અને તે પણ અર્ધું-પર્ધુંજ. પૂરેપૂરી રીતે નહીંજ. જ્યારે કોઇપણ કાર્યમાં માણસનું મન ઉત્સુક થઇ રહે છે ત્યારે તેને ખાવું, પીવું, નિદ્રા, આરામ કે એવું કાંઇપણ સૂઝતું નથી. તેની કલ્પના અને શક્તિ બન્ને ઇષ્ટ કાર્ય સાધવા તરફજ પ્રયાણ કર્યાં કરે છે. વિમળાના સંબંધમાં પણ તેમજ થયું. રાત્રિ-ભોજન કરી તરતજ શય્યાગૃહનેજ સંભાર્યું,

ગૃહમાં આવી થઈ રહી હતી ત્યારે જયસિંહ પલંગપર પડચો પડચો તેના વિષે, તેના સુકોમળ શરીર વિષે, તેના અવયવોની નાજુકતા વિષે, તેના મન્દ સ્મિત વિષે, વિકસેલા કમળમાં લીન થયેલા ભ્રમરાના મધુર ગુંજારવ જેવી તેની વાક્‌પટુતા વિષે અને તેનું મન મારી તરફ કેટલું વળેલું હશે ? એ વિષે—વિચાર કરતો હતો અને સ્મરણ કરવાથી સામાનું મગજ આકર્ષાય છે અને આપણું સ્મરણ કરવા તરફ તે વળે છે એ નિયમને સત્ય સ્વરુપ આપતો હતો.

વિધવિધ વિચાર કરતાં મધ્ય રાત્રીને સમયે ચત્તાં પડચા રહેવાથી બરડો થાકયો એટલે પાસું ફેરવ્યું. એકાદ ઘડીમાં નિદ્રા‑દેવીના પ્રાબલ્યની વૃદ્ધિ થતાં આંખો મીંચાઇ ગઇ.

શરૂ થતા ઉનાળાના ધામને લીધે ઓરડાનું એક બારણું ઉઘાડું રાખ્યું હતું અને એક બારણું વાસ્યું હતું. જયસિંહની આંખો ઘેરાયાને થોડો વખત થયો હતો એટલામાં બારણું ખખડચું અને ઓરડામાં કોઇકનો પગરવ થતો સંભળાયો. અર્ધ જાગૃત સ્થિતિમાં સૂતેલો જય‑સિંહ ઝબકયો અને દ્વાર સામું જોઇ રહ્યો તો તેણે વિમળાને પલંગ ભણી આવતી જોઇ. આવી મધ્ય રાત્રિએ વિમળાને એકાંતમાં આવેલી જોઇ જયસિંહનું હૃદય સાનંદાશ્ચર્યથી ધડકવા લાગ્યું અને શરીરને એક કોણી ઉપર ટેકાવી રાખી આવનારી તરફ જોઇ રહ્યો.

વિમળા પલંગ પાસે આવીને જે બાજુ જયસિંહ પાસું ફેરવી સૂઇ રહ્યો હતો તેની બીજી બાજુએ પલંગ ભણી પીઠ કરી નિઃશબ્દ બની ઉભી. જયસિંહની ઉત્સુકતા વધવા લાગી. પોતે ચત્તો સૂતો અને વિમળા ભણી એકી ટસે જોઇ રહ્યો. એકાંતમાં પણ એક‑દમ લજ્જાનો નાશ કરી બોલવાનો પ્રારંભ કરવામાં તેની કેળવણીએ તેને અટકાવી રાખ્યો. વિમળાના અત્યુત્સુક હૃદયે મનની શાંતિને અર્થે પ્રેમથી ઉત્પન્ન થયલી હૃદયોર્મિઓ ખાલી કરવાને ન ધરવાની

હિંમત ધરી, ન કરવું જોઇતું કામ કર્યું હતું અને દીનતા, ભય અને લજ્જાની વૃત્તિનો અનુભવ કરતાં તેણે જયસિંહ પાસે જવાનું ઉચિત ધાર્યું હતું, પરન્તુ બન્નેના મુખને આચ્છાદિત કરી રહેલી ક્રૂર લજ્જાએ બન્નેનાં હૃદયને ગુંચવાડામાં નાંખી નકામો કાળ-ક્ષેપ કરવા માંડ્યો. કેટલીક વાર સુધી તો કોઇના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો.

લજ્જા-દર્શનના સંબંધમાં સ્ત્રી કરતાં પુરૂષ અલ્પતર શક્તિવાળો છે, પરન્તુ આ સમયે જેણે ખાસ આવીને ગરજ બતાવી હતી તેણેજ એ ગરજની રહેલી ન્યૂનતાને પૂર્ણ કરી શબ્દ ઉચ્ચાર્યો.

" જેને માટે પચાસ ગાઉથી આવ્યા છો, તે સમક્ષ હોવા છતાં કેમ મુખદ્વાર દેવાઇ ગયાં છે કાંઈ ? " મૃદુ-કોમળ કંઠમાંથી નીકળતા શબ્દોએ જયસિંહની ઇંદ્રિયોને સતેજ કરી અને ભાષાની સરળતા સાથે તેમાંના સારની કઠોરતાએ જયસિંહના હૃદયને આનંદિત કરી ઓષ્ઠમાંથી સ્મિતને સ્ફુરાવ્યું.

" કેમ અત્યારે મધ્યરાત્રે આવવું થયું છે ? "

" વિદ્વાનની વિદ્વત્તાનો લાભ લેવા. " કટાક્ષમાં જવાબ અપાયો પરન્તુ પતિ-મુખમાંથી નીકળેલા વચનામૃતે વિમળાના મનને ત્રસ્ત કર્યું હતું.

" એવું કટાક્ષ બાજુએ મૂકી સિધ્ધું તો નહિ જ બોલાય કે ?"

પતિનો ઠપકો મળતાં વિમળા ક્ષોભિત થઇ અને શરમાઇ ગઇ. જયસિંહે પલંગ ઉપર બેસવા આગ્રહ કર્યો અને શરીર સંકોચી બેઠી.

" પિતાજીથી રીસાઇને આવ્યા છો એટલે લગ્ન પછી પણ હું ધારૂં છું કે અહિંયાંજ રહેવાનું થશે. "

જયસિંહ કાંઇક વિચારમાં પડ્યો. "હા હમણાં તો એમજ વિ-

અને બન્નેના હૃદય-પાત્રામાંથી ઉર્મિઓ એક બીજાના પાત્રમાં ઠલવાતાં બન્નેનાં હૃદય શાંત થયાં. બિનઅનુભવીઓએ સત્પ્રેમનો અનુભવ કર્યો. વાગ્વિનોદથી નહિ કંટાળેલી પરન્તુ વધારે વખત થઇ ગયેલો હોવાથી સભય લજ્જા પામતી વિમળા ચાલી ગઇ અને અનેક તર્ક-વિતર્કમાં ગુંથાએલો જયસિંહ નિદ્રાધિન થયો.



## પ્રકરણ ૧૭ મું.

### કુમતિની કુટિલતા.



ત્યાર પછી થોડા જ દિવસમાં લગ્ન થયાં. રાણીએ લગ્નમાં મ્હાલીને પોતાની હોંશ પૂરી પાડી. રાજા-રાણીને અતિ આનંદ થયો, અને જયસિંહ તથા વિમળાના જોડા વિષે ગામમાં 'વાહ વાહ' બોલાઇ. પ્રેમી દમ્પતી અપૂર્વ આનંદનું ભોક્તા થયું અને પ્રેમ-સુગન્ધથી ઇન્દ્રિયોને તૃપ્ત કરવા લાગ્યું. કન્યકાવસ્થામાં જેના કાનમાં પ્રેમનો-મદનનો અશ્રાવ્ય નિર્ઘોષ સંભળાતો હતો તેવી વિમળા પતિ પ્રતિના પ્રેમમાં જ નિમગ્ન બની રહી-યૌવનાવસ્થાનું ઉચિત સાર્થક કરવા લાગી. પરન્તુ એ સુખ ચિરકાળ સુધી ટકાવવું કે નહિ એ ભવિને જ આધિન હતું.

વિમળા મારફત પોતાનાં છિદ્રને ઉઘાડાં થયેલાં માનતી કુમતિ તેના ઉપર ટમટમી રહી હતી, અને જો લાગ મળે તો વિમળાની લજ્જા ઉપર હુમલો કરવાની હિંમત પણ ધરાવતી હતી કે જેથી વિમળાને પોતાને વિષે કાંઇ બોલવા વારો આવે નહિ, પરન્તુ પાતિવ્રત્યને જ આભૂષણ રૂપ માનનારી સતી વિમળાના ઉગ્ર-પ્રચંડ તેજ

આગળ એવો હુમલો કરવાને કોઇ શક્તિ ધરાવતું ન હતું. કેટલાક હિંમતવાન પુરૂષોને એ કૃત્યમાં પ્રવર્તમાન કરવા કુમતિએ યોજના કરી હતી પરન્તુ તેમાંથી કોઇની પણ હિંમત ચાલતી ન હતી. સતીનો પ્રતાપ દુશ્મનોને અસહ્ય થઇ પડે છે।

થોડાએક દિવસમાં પ્રમોદપુરના પરગણામાં પોલિટિકલની સ્વારીનું આવાગમન થયું. સાહેબનું નામ ટૉડ સાહેબ હતું. તેઓ અત્યંત પવિત્ર હતા અને પ્રમાણિકતાને પોતાનો અહર્નિશનો સોબતી ગણી સરકારી નોકરીમાં વિચરતા હતા. ટૉડ સાહેબની પહેલાંના સાહેબ કાંઇક લાંચ-રૂશ્વતમાં મોટા મુખવાળા હતા તેથી તાબાનાં પરગણામાં ચાલતું અંધેર પાન-સોપારી (લાંચ) નીચે દબાઇ રહેતું હતું અને કારભારીઓ સ્વચ્છંદાચારી થઈ ગયા હતા. સ્ટેટની તિજોરીમાંથી લાંચનાં નાણાં કઢાવી, પોતાને કામકાજમાં મન દઇ તસ્દી લેવાની કારભારીઓને કાંઇ જરૂર પડતી નહોતી. એ સાહેબની બદલી થતાં ટૉડ સાહેબનું આવવું થયું. તેઓ આવ્યા કે તરત તાબાનાં દેશી રાજ્યોમાં મોટા મોટા ફેરફાર થવા લાગ્યા હતા. સાહેબની નીચે રહેલા અપ્રમાણિક માણસોને આ સાહેબ નીચે રહેવું ફાવતું ન હતું; અને અપ્રમાણિકતાના ઓરડામાંથી નીકળી પ્રમાણિકતાના દ્વારમાં પેસવું તેમને બિલકુલ ગમતું નહતું તોપણ મહા મુશ્કેલીથી પણ તે દ્વારમાં પેસવાની તેમને જરુર-ફરજ પડતી હતી. તદ્દન અંધારામાંથી એકદમ અજવાળું કરવાની જરૂર જણાતાં દેશી રાજ્યો ગંભીર વિચારમાં પડવા લાગ્યાં, અને આ સાહેબે તો આવતાં વાંતજ મુલાકાત લેવાની શરૂઆત કરી હતી તેથી માત્ર ઉપરનો ભભકો કરતાં પણ રમણપુર જેવા રાજ્યને મુશ્કેલી પડતી હતી, અને એ મુશ્કેલી અધિકારીઓને ચિંતા-ગ્રસ્ત કરવામાં પંછાત રહેતી નહિ. ટૉડ સાહેબ બહુ ઉદાર, ભલા અને કેળવણીને ચાહનાર માણસ હતા જેથી ચંદ્ર-

સિંહનો વિચાર તેમને મળવા જવાનો થયો. સાહેબ પરગણામાં તો આવ્યા હતા પરન્તુ પ્રમોદપુર આવશે કે નહિ તે નક્કી નહોતું. તેથી ચંદ્રસિંહે મળવા જવાનો વિચાર નક્કી રાખ્યો. જયસિંહ અને વિદ્રાયને સાથે લેવાનું નક્કી કર્યું. મધુસિંહે સાથે જવા ઇચ્છા કરી, પિતાને જણાવી, પણ ઉપરી પાસે તોફાની પુત્ર કદાચ બદનામ કરાવશે એવી ભીતિ રાખનાર પિતાએ એ ઇચ્છા પૂર્ણ ન કરી. મધુસિંહ પ્રમોદપુરમાં રહ્યો અને ચંદ્રસિંહ બન્ને મિત્રોને સાથે લઇ ગયો.

જયસિંહ અને વિદ્રાયની સંગતિથી મધુસિંહ ઉપર કાંઇક અંશે સારી અસર થવા પામી હતી પરન્તુ તે હજી એટલી બધી ન હતી. પાંચ-સાત--દસદહાડે એકાદ વાર પોતાના મિત્રો સાથે મધુપાન કરી આનંદ કર્યા વિના એને ચાલતું ન હતું. જે દિવસે ચંદ્રસિંહ ગયો તેજ દિવસે મહેલમાં સઘળે તોફાન મચાવી મૂક્યું હતું પરન્તુ વાત બહાર જવા પામી નહતી.

પ્રેમથી ગાંડા થઇ ગએલા મધુસિંહના હૃદયમાં કુમતિના અસરકારક શબ્દો કદિ વિજયી થયા વિના રહેતા નહતા. પોતાના પ્રપંચમાં ને પ્રપંચમાં રમતી અને સ્વાર્થ-બુદ્ધિમાંજ પરિક્રમણ કરતી કુમતિ, પતિને ગમે તેમ આડું અવળું સમજાવીને તેના હૃદય ઉપર ઇષ્ટ છાપ પાડતી જ પાડતી. મધુસિંહ પણ પોતાની પતિવ્રત્તાને કદિ દુભાવાતો નહિ હતો—દુભાવવા સરખો વિચાર પણ લાવતો નહતો—કુમતિની ઇચ્છાને અનુકૂલ જ થઈ રહેતો. કુમતિ પોતાને કેવી મર્મભેદક સૂચના આપેછે તે તે સમજતો નહતો. પત્નિને પતિવ્રત્તા માનનારૂં મન અન્યથા કેમ વિચારી શકે? પોતામાં જ—પોતાની મધુભૃત વાણીમાંજ લટ્ટુ બની ગયેલો મધુસિંહ કુમતિને એક મહા કુકર્મ કરવામાં સાધનભૂત થઇ પડયો! હું વાજબી કરૂંછું કે ગેર વાજબી કરૂંછું તેનો વિચાર પ્રેમ-મુગ્ધ પતિના મગજમાં ડોકિયું પણ ન કરી શકયો. પ્રેમ!

સારા રૂપમાં કે ખરાબ રૂપમાં પણ તારી શક્તિ તો અલૌકિકજ જણાય છે!

"તમે પિતાજી સાથે ન ગયા?" કુમતિએ પોતાની પ્રપંચ જાળ પાથરવાની શરૂઆત કરી.

"ના. મેં પિતાજીને ઘણું કહ્યું પણ તેમણે ના પાડી."

"અને પેલા જયસિંહને અને લલિતાના વરને કેમ લેઇ ગયા? તમારા કરતાં તેમના ઉપર વધારે ભાવ ત્યારે જ ની?"

મધુસિંહ થોડી એક પળ મુગ્ધ જ બેસી રહ્યો. કુમતિએ પોતાનું માર્મિક ભાષણ જારી જ રાખ્યું.

"તમે તો ભોળા છો. રાજની ખટપટ બિલકુલ સમજતાજ નથી. એ રડયા જયસિંહને ગાદી આપવાનીછે અને તે માટેજ એને સાથે લેઇને રાજાજી સાહેબ પાસે ગયાછે. જરૂર સરકારમાં કાંઇક લખાણ કરી એને જ ગાદી અપાવશે?"

"હેં! એ શું? તને ક્યાંથી ખબર પડી?"

"મને તો પેલી દુર્ગા આવી હતી તે વાત કહી ગઇ. તમારી બેનની દાસી પેલી મેના એની માશીની દિકરી થાયની તે એને ત્હેણે મેનાએ વાત કહી હશે." કુમતિએ તદ્દન તર્કટ ઉભું કર્યું. "તમારામાંજ ક્યાં શમ છે? શમ હોય તો પોતે પાટવી હોવા છતાં બીજાને ગાદી શાની મળે?"

"આ તો મને આજેજ ખબર પડી. પિતાજી આખો દિવસ જયસિંહ અને વિદ્રાય સાથે વાતો કર્યા કરે છે તેનું કારણ તેં કહ્યું તેજ હશે!"

"એમ જ. નહિતો ગમે તેવો તોયે એ જમાઇ અને તમે તો એમના વ્હાલામાં વ્હાલા અને એકના એક પુત્ર! તમને સાથે તેડી જવામાં શું હરકત હતી? પણ તમારાથી છાનું રાજ્ય આપવું હોય તે તમે સાથે હો તો કેમ કામ આવે?!"

મધુસિંહ મ્હોટા નિઃશ્વાસ સાથે વિચારમાં પડયો. કુટિલ કામિનીના શબ્દોની જમ્બરી અસર તેના મગજ ઉપર થઇ અને 'રાજ્ય જશે, એવી ધાસ્તી રહેવા લાગી. કુમતિ, પતિને પડેલી શંકાનો વધારો કરી તેની શંકાને નિશ્ચયના રૂપમાં ફેરવવા અને એ નિશ્ચયને દૃઢતર કરવાને પોતાના વાક્‌શસ્ત્રથી, મથન કરવા લાગી. પતિના મગજને હરાવ્યું અને જય મેળવ્યો. સ્ત્રી આગળ લાચાર થઇ હવે શું કરવાથી રાજ્ય ન જતાં હાથમાંજ રહે તે માટે મધુસિંહે સ્ત્રી પાસેથી અનુમતિ માગી.

"એમાં કરવું 'તું શું ? રંડયા જયસિંહનું કાટલું કાઢી નાંખો એટલે કાશ જાય !"

ક્રૂર પત્નિના મુખમાંથી નિકળેલા શબ્દો સાંભળીને મધુસિંહના કોમળ હૃદયે મુખને આજ્ઞા કરી, અને સાશ્ચર્ય "હે !!!" બોલાઇ ગયું ! "એમ કરીએ તો બિચારી બ્હેન રંડાય ! મારાથી તો એ ન થાય."

"બસ ! થયું ત્યારે ! હવે મારે કાંઈ બોલવાની જરૂર નથી ! તમારા નશીબમાં રાજ્ય જ કરવું નહિ લખ્યું હોય તેમાં કોઇનો શું વાંક?"

"એમ કેમ બોલે છે પ્યારી ! રાજ્યને માટે તો દિકરો બાપને પણ મારી નાંખે છે !"

"ત્યારે તમે તો આટલું પણ કયાં કરી શકો તેમ છો! આતો બનેવી બેઠાં બેઠાં રાજ્ય કરે અને બનેવીનું આપેલું તમે ખાજો એટલે પૂરેપૂરા-ચોખ્ખા રજપૂત ખીલી નીકળશો !"

કુમતિનાં કટાક્ષ-કટુ કથનોએ મધુસિંહને મન્દ બનાવી દીધો. કુમતિનાં મ્હેણાં આગળ તે કાંઈ બોલી શકયો નહિ; પરન્તુ બ્હેનને કાયમનો રંડાપો આપતાં તેના ભોળા હૃદયે કબૂલ કર્યું નહિ. બીજો કાંઇ ઉપાય હોય તો તે સૂચવવાની કુમતિને આજીજી કરી.

"હું હવે તમને કાંઇ ઉપાય બતાવવાની નથી ! મફતની વા

ડારવાની વાતો છે-તમારી પાસે ! થાય તો કાંઇ નહિ પણ વાતો તો બડી બડી ! "

" નાં, પણ બીજો કોઇ ઉપાય હોય તો કહે ! વ્હાલી ! તું ચતુર છે ત્યારેજ તને પૂછવું પડે છેના ? "

" ઉપાય તો ઘણાએ છે પણ પાછું તમારૂં મન કેમ માનશે ?"

" ના ! હવે જરૂર મન માનશે-જરૂર માનશે જા. હવે ના નહિ કહું ! "

" શાને મફતનું બોલી વળો છો ? નહિ થાય અને કહ્યા પછી પસ્તાશો. "

" ના. જરૂર કરીશ. તારા સોગન છે. હવે ના નહિ કહું !"

" જો, જો, હો ! કરવુંજ પડશે ?! "

" હા, જરૂર કરીશ. "

" હવે તો માત્ર એકજ ઉપાય છે. તમારી બ્હેનનેજ ઠેકાણે કરો. બ્હેન જશે એટલે બનેવીને રાજ્ય નહિ મળે. ! "

કોમળ હૃદય કંપ્યું. દીનતા અને ત્રાસથી ઉત્પન્ન થયેલો કંપ શરીરની આસપાસ ફરી વળ્યો; અને મુખને બંધ કરી દીધું!

" હાં' શું વિચાર કરો છો ? થશે કે નહિ થાય ? કે પછી નકામા મારા સોગન ખાધા ? "

" મન તો કબૂલ નથી કરતું પણ તારા સોગન પાળવાની ખાતર કરીશ. " થોડો એક વિચાર થયો. " પણ તે વખતે કદાચ દયા ... "

ખ બોલી ગયું.

ગરીબું–નિર્દોષ વિમળા ઉપરના લાંબા વેરનો બદલો કુમતિની કુટિલતા લેવા ઉભી થઇ. સ્ત્રીઓ મૃદુ–કોમળ હૃદયની હોય છે પરન્તુ કુમતિનું હૃદય કોમળ હોવાને બદલે અત્યંત કઠોર છે એવું, પ્રિય વાચક ! તેં આથી જાણ્યું હશે !



## પ્રકરણ ૧૮ મું.

### શોકનો જવનિકા.



બીજે જ દિવસે કુમતિએ મધુસિંહને સઘળી બાબતની સૂચના આપી, ખૂબ દારૂ પાઇને બનાવ્યો. હીરજીને તેના સોબતી તરીકે તૈયાર કર્યો અને બગી હાંકવા બેસાર્યો. મધુસિંહ વિમળા કને ગયો. "બ્હેન ! આજે પિતાજી તરફથી સમાચાર આવ્યા છે કે આજે આપણે વિલાસ બાગમાં જવું. સાહેબ આપણું ગામ જોવા આવનાર છે એટલે વધારે દિવસ ન રોકાતાં પિતાજી તેમની સાથે પાછા આવનાર છે."

આપવામાં આવતો. બાગ ખુલ્લા મેદાનમાં આવેલો હોવાથી શરીરની આરોગ્યતા અર્થે પણ ચંદ્રસિંહ વર્ષમાં થોડા એક માસ ત્યાં રહેતો હતો અને તેથી ત્યાં રહેવા કરવાને જોઇતી સામગ્રી હમેશાં તૈયારજ રાખવામાં આવતી હતી. કુમતિની સૂચનાનુસાર મધુસિંહ વિમળાને આ બાગમાંજ લેઇ જવાને આવ્યો હતો. સઘળું સમજતી પરન્તુ ભોળી અને ભાઇ ઉપર સ્વપ્ને પણ અમંગળ શંકા ન ધરનારી વિમળાએ ભાઇનું કહેવું સત્ય લેખ્યું.

"ત્યારે હું મારી બગી જોડાવી આવું છું."

"ના, ના. જૂદી બગીની કાંઈ જરૂર નથી. સાહેબનો સરસામાન પણ ઘણો છે એટલે એ બધું ત્યાં સમાવું મુશ્કેલ થઈ પડશે."

"ત્યારે લ્યો આ આવી."

હીરજી બગી જોડીને તૈયાર થઇ રહ્યો હતો પરન્તુ ચોરીને લીધે બહાર લાવ્યો ન હતો. વિમળા કપડાં પહેરીને તૈયાર થઈ. સાથે દાસી રાખવાની તેને જરૂર જણાઇ નહિ અને કદાચ જો સાથે લીધી હોત તો મધુસિંહ ના જ પાડત. ભાઇ-બ્હેન બન્ને 'વિલાસ-બાગ' ભણી રવાના થયાં.

બીજે દિવસે રાજાનું આવવું થયું; પરન્તુ ગામમાં વિમળા ખોવાયા બાબત સઘળે હાહાકાર વ્યાપી રહેલો! પ્રજાપ્રિય રાજાની કુંવરી ગુમ થતાં લોકોના મુખપર પણ શોકનો જવનિકા પથરાઇ ગયો હતો. આખો દિવસ પ્રમોદપુરમાં વ્યાપારી બજારમાં જે આનંદનો કોલાહલ રહેતો હતો તે આજે બિલકુલ ન જોતાં ચંદ્રસિંહ ચકિત થયો. દરબારમાં ગયા પછી ચાકરોએ ખબર કહી કે "કુંવરી ગઇ કાલના ક્યાંક ગુમ થયાં છે તેનો હજી પત્તો નથી."

દીવાન, ફોજદાર, અને બીજા કેટલાક સ્વારોની વ્હાર આસપાસની સીમમાં તપાસ કરવા માટે ચડી ચૂકી હતી. ચંદ્રસિંહ આ

દુઃખદ સમાચાર સાંભળી દિગ્મૂઢ બની ગયો. કુંવરીના વિવાહના આનંદના દિવસો તો હજી ચાલતાજ હતા એવામાં આવું વિઘ્ન જોઇ રાજાનું ધૈર્ય ન રહ્યું. અનિવાર્ય અને અચાનક પડેલા સંકષ્ટે ચક્ષુઓમાંથી અશ્રુ-બિંદુઓ ટપકાવ્યાં.

કુંવરી ગુમ થવાથી રાણી તો ગાંડીજ થઈ ગઈ હતી. મધુસિંહ પુત્ર હોવા છતાં તેના દુરાચરણને લીધે રાણીની પ્રીતિ એના ઉપરથી ઘટી ગઈ હતી અને એ પ્રીતિએ વિમળાનો પક્ષપાત કરી રાણીના હૃદયમાં વાસ કર્યો હતો. વિમળા ખોવાઈ ગઇ એ શબ્દો હરકોઇની પાસેથી સાંભળી તે ગાંડુ-ઘેલું બક્યાં કરતી અને દુઃખના પોકારથી આખો મેહેલ ગજાવી મૂકતી. વિમળાને શોધવા માટે હરકોઇ દાસદાસી જે કોઇ એની આંખે ચઢતું તેને ધમકાવતી અને કોઈ કોઇ વાર તો શિક્ષા પણ કરી દેતી. પુત્રી ઉપરના વાત્સલ્યે માતાને ગાંડી બનાવી દીધી! માતાની-જનનીની વત્સલતા! જો ખરેખરૂં હેત ક્યાંય વસતું હોય તો તે તારામાંજ સમાઇ રહેલું છે. તું દરેકપાત્ર ઉપર આવી રહેલી હોય છે! પુત્ર ગાંડો હોય, મૂર્ખ હોય, બેવકૂફ હોય, તોફાની હોય, ઘરમાં નુકશાન કરે તેવો હોય કે ગમે તેવો દુર્ગુણી હોય તોપણ પુત્ર-વત્સલતાનો ગુણ માતાની આંખમાં આવી રહેલી અમીને જાગૃતિમાં લાવે છે!

રાજ્ય મ્હેલમાં આવી રીતે જ્યાં ત્યાં દાસ દાસીઓ બ્હાવરાં બ્હાવરાં ઉદાસ ચ્હેરે ફર્યાં કરતાં હતાં ત્યારે પ્રેમમુગ્ધ, પ્રેમાર્ત્ત અને પ્રેમનેજ આ જગતમાં સર્વસ્વ માની લેનાર જયસિંહની સ્થિતિ પણ પૂરેપૂરી દુઃખિત હતી. નવ પરણિત દંપતીને વિરહ-સમયે જે દુઃખ થાય છે તે ન કલ્પી શકાય તેવું છે. જેનાં હૃદયો પ્રેમ રૂપી ખીલાઓથી સજ્જડ જડાઇ ગયાં હતાં, જેઓ એક બીજાને પોતાનું ઐહિક સર્વસ્વ માનતા હતા, જેઓ દુઃખના પણ ઉભરા એક બીજાની

સમીપ ખાલી કરતાં આનંદ નિમગ્ન બની મુખ કમળમાંથી મન્દ સ્મિતને સ્ફુરાવતાં હતાં, જેઓ પ્રેમાનંદ, આત્માનંદ અને જ્ઞાનાનંદ એક બીજાના સંયોગથી ગ્રહણ કરતાં હતાં, જેઓ સત્પ્રેમ નૌકાથી આ સંસાર-સાગરને તરી જવાની અભિલાષા રાખતાં, ફક્ત નૌકામાં બેસી સાગર તરવાનો પ્રારંભ કરતાં હતાં, જેઓ આમ્ર-માધવીની જેમ એક બીજાને આસક્ત રહી વિરક્ત થવાનું સ્વપ્ન પણ લાવતાં ન હતાં અને જેઓ પોતાની અનેક અભિલાષાઓ અભિતૃપ્ત કરવાની જિજ્ઞાસા રાખતાં હતાં, તેઓ અચાનક સંસાર-સાગરની મુસાફરીના પ્રરંભમાંજ વિરહી થતાં કેટલું દુઃખ પામ્યા હશે તેની કલ્પના, પ્રિય વાચક ! તારેજ કરવી.



## પ્રકરણ ૧૯ મું.

### રમણપુરના રાજ્ય ઉપર બારવટું.




આપસ્વાર્થી અને લૂંટાલૂંટમાંજ સુખ અને ફાયદો માનનારૂં રમણપુરનું કાર્યભારી મંડળ જયસિંહના ગયા પછી નિશ્ચિંત થઇ, સુખ માની લૂંટ કરવાના ઘેનમાં મચી રહ્યું હતું. જૂના પોલીટિકલના વખતમાં અનુભવેલું સુખ આ સાહેબના વખતમાં ટકી શકે એવું નથી એ વાત આ કાર્યભારી મંડળને કાને અથડાતી અથડાતી આવી હતી ખરી, પરન્તુ નવા સાહેબની આ સ્ટેટની હજી એકે મુલાકાત થએલી નહિ હોવાથી આ બાબત તેઓ નિશ્ચિંત રહેતા હતા અને કોઇવાર રડ્યો ખડ્યો વિચાર ઉદ્દભવતો, તો " શું સાળા સાહેબને પૈસો નહિ વ્હાલો હોય ! એ તો ' દામ કરે કામ ! અને બુડી કરે

સલામ !" એવો સિદ્ધાંત, એ વિચારને મસ્તિકમાંથી દૂર કરતો હતો. કુમાર જયસિંહ રમણપુરમાં હતો ત્યાં સુધી આ મંડળને કાંઇક બીક હતી. આ બીક કાંઇ જયસિંહની પોતાની ન હતી પરન્તુ આવા અંગ્રેજી ભણેલા અને સુધરેલા પાટવી તરીકેનો હક્ક ધરાવીને સાહેબને કંઇક ઉંધું ચત્તું લખશે તો પોકળ વેરાઇ જશે એવી ધાસ્તી નિરંતર એમના મગજમાં રમણ કરતી હતી. આ ધાસ્તી કાંઇ એટલી બધી વજુદવાળી હતી નહિ. તો પણ તેઓ કાંઇક બીતા ખરા. જયસિંહ જતો રહ્યો એટલે એમને તો પૂરેપૂરૂં સુખ થયું અને "જોઇતું હતું અને વૈદે બતાવ્યું" એવું થયું.

કૃપણરાયની કૃપણતા કાંઇ રમણપુરના ખેડુતો, વેપારીઓ અને કારીગરો વિગેરેને લૂંટવામાં પર્યાપ્ત થતી ન હતી. રમણપુરના તાબાના ભાયાતી ગામો કે જે ભાયાતોને અપાયેલાં હતા તે પણ કૃપણરાયની લૂંટનેજ વશ થતાં હતાં.

અમલસિંહની પહેલાં ત્રણ પેઢીએ રમણપુરની નજીકના સુંદરપુર અને વિશ્રામગઢ નામના ગામ રમણપુરના ફટાયા કુંવરને મળેલાં હતાં અને એના વંશજો હજી એ બન્ને ગામ સાચવી રહ્યા હતા. જ્યારે ગામ અપાયાં ત્યારે તો એ બન્ને એકજ કુંવરને અપાયાં હતાં પરન્તુ પાછળથી એ કુંવરને બે પુત્રો થવાથી દરેકને અકેક ગામ આપવામાં આવ્યું હતું. એ બન્ને પુત્રોના વંશજો હાલ એ બન્ને ગામનું મહેસુલ લેતા હતા અને રમણપુરના રાજ્યને ઠરાવેલી વાર્ષિક ખંડણી ભર્યા જતા હતા.

સુંદરપુરવાળા ભાયાતનું નામ કરણસિંહ હતું. કરણસિંહના હાથમાં જ્યારથી સુંદરપુરનો કારભાર આવ્યો હતો ત્યારથી ગામની આબાદી કરવા તરફજ તેણે પોતાનું લક્ષ રોક્યું હતું. ગામના ખેડુતો અને વેપારીઓ કેવી રીતે આબાદ અને મહેનતુ થાય એ બાબત

આવો જવાબ સંખાતો નથી. અમે રજપૂત ! અમે રજપૂત તે તમારી આગળ લાચારી ભોગવી આંટા ખાઇએ અને અમે તમારા મનમાં કુશાય લેખામાં નહિ, એ હવે અમારે નથી જોઇતું. કુંવર પૂરેપૂરા લાયક થયા છે-એમાં કોઈ તરેહનો વાંધો નથી. માટે જલ્દી અમારો નીવેડો કરો." સરદારસિંહના ક્ષત્રી કૂળાભિમાની શબ્દો સાંભળી, એમને લલચાવી વધારે કુપિત કરવાની બુદ્ધિ કૃપણરાયે છોડી દીધી, અને છેવટનો જવાબ આપ્યો; "હવે કાલે જરૂર આવજો. ત્યારે તમારો નક્કી નીવેડો થઇ જશે."

બીજે દિવસે બન્ને જણ ગયાં. દીવાનને મળ્યાં. દીવાન તેમને લેઈ દરબારમાં ગયો અને આગળથી તયાર કરી રાખેલો ઇન્સાફ શેરો સંભળાવી દીધો. "કુંવરને આઠ વર્ષ કૅાલેજની કેળવણી આપવા માટે સરકારી કૅાલેજમાં મોકલવાના છે અને ત્યાં સુધી સુંદરપુરનો વહીવટ અમારો માણસ કરશે. તેટલા વખત સુધી વધારાની ખંડણી લેવાતું ચાલુ રાખવામાં આવે છે."

આ ઇન્સાફ સાંભળી ભાઇ-બ્હેન ક્રોધાન્વિત થઇ ગયાં. બન્નેના શરીરનું લોહી ક્ષત્રીપણાના જુસ્સાથી ઉકળી આવ્યું. આઠ-આઠ વર્ષ સુધી રાખેલી સહનશીલતા ઉપર પાણી ફરી વળ્યું જોઇ સરદારસિંહના ક્રોધનો પાર રહ્યો નહિ.

ક્રોધથી રક્ત થઈ ગએલે ચ્હેરે ભાઈ-બ્હેન સુંદરપુર વિદાય થયાં. રુમણપુરના દરબારમાં કોઇ કાંઇ પણ બોલ્યું નહિ. બન્નેની વૃત્તિ 'હવે શું ઉપાય કરવો ?' તે તરફ જ લાગુ થઇ.

"જોયું કેશરબા ! આ દુષ્ટ કારભારીની લુચ્ચાઇ ! આઠ-આઠ વર્ષ સુધી આપણે જે થયું તે જોયા કર્યું અને એ લુચ્ચાઓને ફાવ્યું એટલે આવું બાનું કાઢ્યું ! આપણી સહનશીલતાએ આપણને ગુલામ બનાવી દીધા છે. સઘળો ખજાનો પેલા વહીવટદારના હાથ

નીચે ! આપણે કાંઇ ખરચ કરવું હોય ત્યારે પણ તેની ઓશીઆ-ળ ! વળી ખંડણી પણ વધારી. ગામની આબાદી ઘટી. એમને સારૂ થતાં ખરચોનો પાર રહ્યો નહિ ! રાજા તે આપણે કે એ ? હવે આપણા હાથમાં શું રહ્યું ?" વળી વધારે સ્મરણ થતાં બોલી ઉઠયો. "આ સઘળાં કામ એ લુચ્ચા કારભારીનાં જ છે. વહીવટદાર એનો સગો છે એટલે એને નિભાવવો છે. વળી ખંડણીનો વધારો કરી આપ્યું એમાંથી એ પોતાને ઘેર પહોંચડાવતો હશે તો કોને ખબર છે ? બિચારા અમલસિંહજીને કાંઇ રાત-દિવસની એ ખબર છે ? કરે છે જ આ લુચ્ચુ નાગરી મંડળ બધું ! કૃપણરાય ! પણ યાદ રાખ કે જો તને ખુવાર ન કરૂં તો હું આ ક્ષત્રી બચ્ચો નહિ." સરદારસિંહે તરવાર ઉપર હાથ નાંખ્યો અને રખેને કોઇક સાંભળી ગયું હશે એવી ધાસ્તીથી તુરતજ હાથ પાછો ખેંચી લીધો. " એ અંગ્રેજી કેળવણી અમારે નથી આપવી. અમારે નથી અંગ્રેજ બની જવું. અમારે તો ખરા રજપૂત-ક્ષત્રી બચ્ચાજ થવું છે ! હવે તો બીજું કાંઈ નહિ !" આસપાસ નજર નાખતો સરદારસિંહ બોલ્યો- "કેશરબા ! રાજય તો બધું હાથમાંથી ગયું છે ! હવે તો રત્નપુરના રાજ્ય ઉપર બારવટું ! ખરા રજપૂતનું કામ એજ છે ! સુંદરપુરના રાજ્યમાં હવે આપણો જરા પણ હાથ રહ્યો નથી. થોડાક માસમાં હું આસપાસ ફરી માણસની જોગવાઈ કરીશ અને તમે સુંદરપુર રહી જેટલું ધન કબજામાં રહે એટલું કબજ કરો ! ઇશ્વર ! ઇશ્વર ! હવે બીજો કાંઇ ઉપાય નથી !" ગમે તેમ તોય બ્હારવટાનો ધંધો-લુંટા-રાનું કામ સરદારસિંહને પસંદ ન હતું પણ આત્યારે એ સિવાય-બીજો કાંઇ ઉપાય એના હાથમાં નહોતો. માર-પછાડ કરીને, લોકોને હેરાન કરીને રાજા-કારભારીને કંટાળો આપીને રાજય પાછું લેવામાં-જ રજપૂતની બુદ્ધિ ખુંચી.

સુંદરપુર ગયા પછી સરદારસિંહ ચૂપજ રહ્યો. ગામના લોકોને આશ્ચર્ય લાગ્યું. કે સરદારસિંહનો આવો તીખો સ્વભાવ હોવા છતાં આમ શાંત કેમ બેસી રહ્યો? પરન્તુ સરદારસિંહનો વિચાર એકદમ આડા ઉઠવાનો ન હતો. એકાદ માસ એમ ને એમ ચાલ્યો ગયો એટલે સરદારસિંહ પોતાનો જુનો ગરાસ પાછો લેવાને બ્હાને આસપાસના ગામડામાં બારવટાંને અનુકૂળ માણસોની અને જંગલ, કોતર, વન, વગેરેની તપાસ કરવા નીકળી પડયો. સુંદરપુરમાંથી પણ કેટલાક રાજભક્ત કોળી અને રજપૂત ગુપ્ત રીતે તૈયાર થઇ ગયા. છેવટે સઘળી તૈયારી કરી સરદારસિંહે વિશ્રામગઢના રાજ્યને પણ આ કામમાં જોડાવા માટે ઇચ્છ્યું.

વિશ્રામગઢવાળો ભાયાત અત્યારથી એક માસ પહેલાંજ ગુજરી ગયો હતો અને મરનારને પુત્ર નહિ હોવાથી તેણે પોતાના એક ભાણેજને દત્તક લીધો હતો; પરન્તુ ચમણપુરના કારભારીએ એ વાત નામંજુર કરી, વહીવટ પોતાના હાથમાં લેવા માંડયો. વિશ્રામગઢવાળાને કોઇની ઓથ હતી નહિ અને મૂળે ફરિયાદી કરવાને પણ માણસનો ટોટો એટલે શાંત પડી રહી વાર્ષિક જે કાંઇ મળે તેમાંથીજ ચલાવી લેવાનો તેણે વિચાર કર્યો, પણ એ વિચારને સરદારસિંહે ફેરવી નાંખ્યો.

" અરે! તમે ખરાં રજપૂતાણી થઇ આમ પાછી પાની શું ભરોછો? ક્ષત્રીઆણીનું કામ આમ મૂંગા બેશી રહી બકરાંની પેઠે જોયાં કરવાનું નથી પણ સિંહની પેઠે તલપ મારવાનું છે. સમજ્યાં કે? આમ એમનું આપેલું ખાવું એમાં તમારી જરાપણ શોભા તમારે સમજવી નહિ. માટે વાણિયાની પેઠે " ફે ફે " મૂકી દઇ હોકારો કરો અને બીજાઓને ઉશ્કેરો! તમે નહિ ધારતા કે અમે ચૂપ બેસી રહ્યા છીએ; બ્હારવટાને માટે અમારી સઘળી તૈયારી થઇ ચૂ-

ડી છે. વળી તમે તેમાં ભળો તો એક કરતાં બે ભલા. તમારા દત્તક પુત્રની અને મારા ભાણેજની ઉમર સત્તર વરસની છે. તેઓ ખરા ક્ષત્રી છે. અમારી સાથે રહી તેઓ અમને મદદ કરશે. તમે અને મારી બ્હેન બન્નેને માટે અમે ગુપ્ત સ્થળ શોધી રાખ્યું છે। માટે હવે વિલંબ કરવાની જરૂર નથી. થાવ તૈયાર અને સિંહણની પેઠે એક ત્રાડથી વિશ્રામગઢને ગજાવી મૂકો!"

ક્ષત્રીના વિર્યથી ઉત્પન્ન થએલી ક્ષત્રીઆણીનું શાંત લોહી પણ આ શબ્દો સાંભળી ઉછળ્યું અને પોતે જરા ટટ્ટાર થઇ સરદારસિંહના કાર્યમાં ભળવાનું વચન આપ્યું. વિશ્રામગઢમાંથી કેટલાક શૂરા માણસોને પસંદ કર્યા અને નીકળવાનો દિવસ નક્કી કર્યો.

સરદારસિંહ સુંદરપુર આવ્યો અને બ્હેનને સઘળા સમાચાર કહ્યા. પાંચ સાત દિવસમાં કેશરકુંવરને અને વિશ્રામગઢવાળી રાણીને કેટલાએક ગાઉ દૂરના સરકારી ગામમાં ગુપ્ત રીતે રાખ્યાં અને પોતે પોતાનાં માણસોને સુંદરપુરથી દશેક કોસ દૂરના એક પહાડી સંકેત સ્થળમાં એકઠાં કર્યા.

——:o:——

## પ્રકરણ ૨૦ મું.

### કોમળ શરીર અને ક્રૂર તરવાર.



મધુસિંહ અને વિમળા 'વિલાસ બાગ' ને રસ્તે પડ્યા. આ વખતે બાગમાં પોતાના પતિનાં દર્શન થશે એવા હુલાસમાં વિમળા મગ્ન થઇ રહી હતી, પરન્તુ મધુસિંહની ક્રૂર ઇચ્છા તેના જાણવામાં-કલ્પવામાં

થોડી એક વાર બાગને માર્ગે બગી હાંકીને પછી હીરજીએ તેને બીજે રસ્તે ચઢાવી દીધી. આ બીજો રસ્તો પાસેની એક નાની ડુંગરી ભણી જતો હતો. ડુંગરીની આસપાસનો ભાગ વૃક્ષના ભરાવાને લીધે ઘીચ દેખાતો હતો અને ડુંગરી પણ આડાં અવળાં, એક બીજાની ડાળીઓ ભરાવી રહેલાં અને વાંકાં વળી ગએલાં અડરૂ વૃક્ષોથી ભરપૂર હતી. ડુંગરી નાની હોવાને લીધે વાઘ-વરૂ જેવાં મોટાં ઘાતકી પ્રાણીઓનો ઉપદ્રવ હતો નહિ, પરન્તુ સસલાં, શિયાળ, સાપ, અજગર અને એવાં અનેક તરેહનાં પ્રાણીઓ તેમાં નિવાસ કરી રહેલાં હતાં. ડુંગરી ઉપર ચઢવાને ખાસ માર્ગ કે એવું કાંઈ હતું નહિ પરન્તુ વૃક્ષોના થડ વચ્ચે થઈને કેટલીક કેડીઓ વાંકી ચુંકી ઉપર જતી હતી, અને એ કેડીઓ સંતાઇ રહેનારા ધાડ પાડુઓ, ચોર કે લુંટારાઓના અવર જવરથી જ પડી ગએલી હતી. મૂળે ઝાડી ઘીચ અને બખોલ તેમજ કોતરો પણ ઉંડાણવાળાં હોવાથી આવા લોકોને એમાં નિવાસ કરવાની કે સંકેત સ્થળ ઠરાવવાની ઠીક સગવડ પડતી હતી.

હીરજીએ બગી ડુંગરીને રસ્તે ચડાવી-એવા હેતુથી કે ત્યાં વિમળાને પૂરી કરી એકાદ કોતરમાં લાસ ફેંકી દેઇ શકાય. બગી બાગને રસ્તે ન જતાં જૂદેજ રસ્તે ચઢી ગઇ છે એવું સ્વામી-દર્શનાતુર વિમળાને ભાન પણ ન હતું. ઘણો વખત થયો પણ બાગ હજી કેમ ન આવ્યો અને વ્હાલાનાં દર્શન ક્યારે થશે એવી ચિંતામાં ઉભરાઇ જતા મનવાળી વિમળાએ પડદો ઉંચો કરી માર્ગ ઉપર ડોકીઉં કર્યું, પણ હજીતો બાગ દેખાતો પણ ન હતો.

"અલ્યા, હીરજી ! બાગ કેટલો દૂર છે હવે ?" આતુર વિમળાએ પૂછ્યું.

જવાબ ન મળ્યો.

પૂર્વે **આનંદગઢ** નામનું એક જૂનું પણ સારી બાંધણીવાળું શહેર હતું. **આનંદગઢ** **રમણપુર**ના રાજ્યના તાબાનું હતું, અને એ રાજ્યની અસલની ગાદી **આનંદગઢ**માંજ રાખવામાં આવેલી હતી. **અમલસિંહ**ની અગાઉ કેટલીક પેઢીએ **રમણસિંહ** નામના રાજાએ **રમણપુર** વસાવ્યું હતું અને ત્યારથી રાજ્યગાદી **આનંદગઢ**થી **રમણપુર** બદલાવવામાં આવી હતી પ્રજાનો તેમજ રાજ્યાધિકારીઓનો આવરો જાવરો **આનંદગઢ** અને **રમણપુર** વચ્ચે ઠીક રહેતો અને તેથી **સરદારસિંહે** પોતાના મંડળનો મોટો વિભાગ સુંદરપુર અને **આનંદગઢ** વચ્ચે રાખવાનું ઉચિત ધાર્યું. પોતાના મંડળના ત્રણ વિભાગ પાડીને પચાસ માણસનું એક મંડળ તેણે **આનંદગઢ**થી સાતેક કોસ દૂર આવેલી એક પત્થરની ખાણમાં રાખ્યું. આ ખાણ ઘણીજ ઉંડી અને ભયંકર હતી અને ઘેરાવમાં પણ ઘણી મોટી અને ખડબચડી હોવાથી આવડું મંડળ તેમાં સહી સલામત રીતે રાખી શકાય તેમ હતું. ખાણ બહુજ ઉંડી પડી ગએલી હોવાથી પડી ભાંગવાના ભયને લીધે ત્યાંથી પત્થર કાઢવામાં આવતા ન હતા જેથી ત્યાં ગુપ્તરીતે રહી શકાય તેમ હતું.

વિશ્રામગઢ અને **પ્રમોદપુર** વચ્ચેની ડુંગરીમાં પણ ત્રીશેક બારવટીયાનું મંડળ રાખ્યું. મોટા મંડળનો હેતુ હરકોઇ **રમણપુર** કે **આનંદગઢ**ના વટેમાર્ગુઓને લુંટવાનો હતો અને ડુંગરીવાળું મંડળ તો માત્ર નકામી લુંટ કરવાના હેતુથીજ રાખવામાં આવ્યું હતું. મોટા મંડળની સરદારી **સરદારસિંહે** લીધી હતી અને ડુંગરીવાળા મંડળની સરદારી એક '**લાલા**' નામના પટેલને સોંપવામાં આવી હતી. **લાલો** પટેલ મૂળ **રમણપુર**નો રહેવાસી હતો પરંતુ ત્રણ વરસ થયાં તે **પદ્મપૂર** નામના ગામમાં આવીને રહ્યો હતો. **પદ્મપુર** વિશ્રામગઢની નજીકજ હતું અને ડુંગરીથી દસેક કોસ દૂર હતું.

**લાલા** પટેલનો બાપ **માનસિંગ પટેલ** **રમણપુર**નો મોટામાં મોટા

ખેડુત અને પટેલિયો હતો અને બાપદાદાના વખતથી ચાલ્યો આવેલો ગરાસનો સારો ભોગવટો તેના હાથમાં હતો. વળી એ ચાર વરસે ફસદાર જમીનના કડકાનો વધારો કરવા પણ તે ચૂકતો ન હતો અને એવી રીતે તે મૂઓ ત્યારે એની પાસે દશેક હજારની જોગવાઇ થવા પામી હતી જે તેના એકના એક દીકરા લાલા પટેલને મળી.

લાલો પણ એના બાપના જેવો બુદ્ધિશાળી અને મહેનતુ હતો. એનો બાપ મૂઓ ત્યારે તેની ઉમર પચીશેક વર્ષની હતી, તેથી પોતાના બાપનો પટેલિયા તરફેનો હક પણ ન્યાતે તેને આપ્યો અને થોડા વખતમાં તો આખી ન્યાતમાં એના બાપ કરતાં પણ વધારે પરાક્રમી અને બુદ્ધિશાળી ગણાવા લાગ્યો.

લાલા પટેલને રૂપાળી નામની સ્ત્રી હતી. રૂપાળી સ્વરૂપવતી હતી અને તેથી ગામના બદમાશ યુવકોની નજર તેના ઉપરજ ભ્રમણ કર્યાં કરતી હતી. પીયર હતી ત્યારથી કેટલાક યુવકો જૂદી જૂદી તરેહની લાલચ આપીને વ્યભિચારના દુષ્કર્મમાં તેની સાથે પ્રવૃત્ત થયા હતા. રૂપાળીને દિવસે દિવસે આમાં ઠીક આનંદ મળવા લાગ્યો એની આ રીતભાત સસરાના ભર્યા ભાદર્યા ઘરમાં આવ્યા પછી પણ ચાલુજ રહી. ઉર્ણાલૌત્યમાં ફસાયેલો અનેક આયાસો કર્યા છતાં તેમાંથી ભાગ્યેજ નીકળી શકે છે તેમ આ દુર્ગુણ રૂપાળીની સાથે મજબૂત ગાંઠ કરીને રહ્યો હતો: પોતાની સ્ત્રીનું આ આચરણ પતિના જાણવાની બ્હારજ હતું.

દિવસે દિવસે રૂપાળીના રૂપની અને વૃત્તિની અનેક વાતો ગામમાં ફેલાઇ અને અનેક બદમાસોના ઘરની મુલાકાત તેણે લેવા માંડી. રફતે રફતે આ વાત રમણપુરના ફોજદારના જાણવામાં આવી. ફોજદાર કૃપણરાયનો ભત્રિજો હતો અને ધૃષ્ટતાવાળો હતો, તેથી તેની બુદ્ધિ સ્વાભાવિક રીતે રૂપાળી તરફ ગઇ. રૂપાળી દામ વિના કદિ

સમજતી ન હતી પણ ફોજદાર પાસે તો દંડથી સમજવું પડતું અને હમેશાં એકવાર ફોજદારને મળવું એવો સંકેત સિદ્ધ થયો.

ફોજદારની વાત શરૂ થઈ એટલે લાલા પટેલે જાણ્યું પણ સ્રીને કહેવાની એકકે બારી હતી નહિ. જો સ્રીને ઠપકો આપે તો સ્રી ફોજદારને કહી દે; અને કદિ અફીણી અમલસિંહના રાજ્યમાં લાલા પટેલના ઘર લુંટાઇ જાય, તો પણ કાંઇ થઈ શકે તેમ નહોતું તેથી સ્રીને છેડવાનું તેણે માંડી વાળ્યું. ભત્રિજો ફોજદાર અને કાકો દીવાન એટલે ફરીઆદ થઇ શકે નહિ અને જો કરે તો 'લેને ગઇ પૂત ને ખો આઇ ખસમ' જેવું થાય. આવી રીતે લાલા પટેલને એકે બારી રહી નહિ, તેથી દિવસે દિવસે સ્ત્રીની બાબતની ચિંતા તેના હૃદયમાં પ્રવેશ કરવા લાગી, અને ફોજદારની બીકે તો લાલા પટેલને સ્રીનો શિષ્ય બનાવી દીધો.

એકવાર રાત્રે લાલા પટેલના ખેતરમાં ચોર પડ્યા ખેતરના રખેવાળે આવી પટેલને વાત કરી. પટેલના તો હોશ કોશ ઉડી ગયા. દીવાનને ત્યાં ગયો અને આજીજી કરી તો ત્યાંથી જવાબ મળ્યો કે "ફોજદારને કહો. તે બંદોબસ્ત કરશે." લાલો ફોજદારને ત્યાં ગયો. ફોજદારની સ્રી પતિની ખરાબ ચાલને વખોડતી અને બની શકે તો આવનારીનો અને ફોજદારનો જોગ થવાજ દેતી નહિ. પટેલે આવીને પૂછ્યું-"ફોજદાર સાહેબ ક્યાં છે?"

ફોજદારની સ્રી રૂપાળીનો પતિનો ઓળખતી હતી અને અત્યારે તેણે તેને ઓળખ્યો. આ બહુજ સારો પ્રસંગ છે એમ જાણી કહ્યું- "જાવ, ઉપર છે." પાસે એક ચાકર બેઠો હતો તેની એમ કહેવાની ઇચ્છા હતી કે "ભાઈ અત્યારે મળી શકશે નહિ," પણ ફોજદારની સ્રીના શબ્દોથી તે કાંઇ બોલી શક્યો નહિ. અને તેના સામું જોઇ રહ્યો. સ્રી ઓરડામાં ચાલી ગઇ.

લાલો ઉપર ગયો. એક ઓરડામાં અત્યંત પડતો પ્રકાશ જોઇ

તેણે જાણ્યું કે-ફોજદાર ત્યાંજ હશે. નિર્ભય અને નિર્લજ્જ ફોજદાર દ્વાર ઉઘાડાં રાખી રૂપાળી સાથે સૂતો હતો. 'ગરજીને અને દરદીને અક્કલ હોતી નથી' એ કહેવાતાનુસાર પોતાને થતા નુકશાનના ભયથી બહાવરો બનેલો લાલો તુરતજ ઓરડામાં પેશી ગયો. કોઇક આવ્યું જાણી રૂપાળી બિછાનામાંથી ઉભી થઇ ગઇ અને ફોજદારે પણ ડોકું ઉંચું કર્યું. લાલાએ રૂપાળીને ઓળખી

પોતાના ઘરનું છિદ્ર ઉઘાડું થએલું પ્રત્યક્ષ જોતાં પરૂષનો ક્રોધ ન માયો. પોતાનું અનિષ્ટ થતું જોઇ ભીતમાંથી ક્રોધનો પ્રાદુર્ભાવ થયો અને એનું ઉછરતું લોહી ચક્ષુ ઉપર તરી આવ્યું. પોતે અહીં શામાટે આવ્યો છે એ વાતનું તેને વિસ્મરણ થઇ ગયું અને ચક્ષુ સમીપનો દેખાવ એક પળ સુધી તે જોઈ રહ્યો. તેના મને જેમ જેમ ત્વરિત ગતિથી વિચાર કરવા માંડયો તેમ તેમ તેના અંગની તેમજ હૃદયની વિકૃતિ થઇ જવા લાગી અને એ સમયે તે અનિષ્ટ થતું જોઈ ન શક્યો. આવા દેખાવો એક કાયરને પણ શૂરો બનાવી દેછે. પાસેની ખીંટીએ તરવાર લટકાવેલી હતી તે લેઇ અને મ્યાનમાંથી ખેંચી કાઢી રૂપાળીનું શીર ધડથી જૂદું કરી નાખ્યું. આ બધું માત્ર એકજ પળમાં બન્યું.

લાલાના હાથમાં તરવાર જોઇ ફોજદાર બીનો. આમાંથી જરૂર ખૂન થશે અને જીવ ખોવા વારો આવશે એવું જાણી બિછાનામાંથી બેઠો થઇ નાઠો. પાસેની બારી ઉઘાડી હતી તેમાંથી અગાશીમાં કુદી પડી બારી બંધ કરી દીધી.

તરવાર મૂકી દઇ લાલો નીચે ઉતર્યો, અને ઘર જણી ચાલ્યો. ખૂન તો કર્યું પણ હવે ગામમાં રહેવું સહી સલામત નથી એમ જાણી તેની એક અગીયાર-બાર વર્ષની બ્હેનને લેઇ કેટલાંક ઘરેણાં ગાંઠાની એક પોટલી સાથે ગામ બહાર નીકળી પડયો. ચતુર ફોજદારે પોત

તાના ખાનગી માણુસો મારફત રૂપાળીનું મુડદું પટેલને દીધું અને બીજે દીવસે ગામમાં વાત ચાલી કે "લાલો ની સ્ત્રીનું ખૂન કરી રાતોરાત નાશી ગયો છે."

એકાદ વર્ષ લાલો જૂદે જૂદે ગામ ફર્યો અને ર ન્હાને લીધે પકડાઇ મારો જઇશ એવી બીકથી પો નામ ધારણ કરવા લાગ્યો. છેવટ તે 'કરસન પટેલ' ધારણ કરી પદ્મપુર ર'વા લાગ્યો અને કેટલીક જમી ત્યાંજ ખેતી કરી પોતાનો નિર્વાહ કરવા લાગ્યો. સરદા પુરના રાજ્યની સામે બારવટે નીકળ્યો સાંભળી તેના બદલો વાળવાની ખાતર તે સરદારસિંહને મળ્યો, સર ઓળખ્યો અને પોતાની સાથે રાખ્યો. ડુંગરીવાળા મં રી તેને સોંપી. કરસન પટેલ એક દિવસ આ મંડળ એક દિવસ પોતાના ખેતરની સંભાળ રાખવા ખાતર ( અને ગામમાંથી જે કાંઇ નવા જૂની સંભળાય તે ને જણાવતો.

શું છે કરસન કાકા ! " એમ કહેતો બાદર ઘોડો ફેરવી પાસે જઇને ઉભો. " આવા જંગલમાં આવી રૂપાળી બાઇ ણ મૂકી ગયું હશે ! "

હાંતો આ બેભાન થઇ ગઇ લાગે છે. જો ને તાપ કેવો ? એનું આવું સુંવાળું ડીલ ક્યાંથી એવો તડકો ખમી શકે ? માના ? જા પાણી લઇ આવ. "

માનો પાણી લેવાને ઘોડો દોડાવતો ગયો તે દરમ્યાન કરસને ને જાગૃતિમાં આણવા માટે ઘણા આયાસો કર્યા પણ અતિ ભારથી દબાઇ ગએલું એનું હૃદય જાગૃત ન થયું. થોડી વારમાં આવ્યું અને મોં ઉપર છાંટી કરસને વિમળાને જગાડી. "અપ્સરા સરખી સ્ત્રી અહીંયાં ક્યાંથી આવી હશે ?" એજ વિ- આખા મંડળને સાનંદાશ્ચર્ય સાગરમાં ધસડી જતો હતો.

સરદારસિંહે એકઠાં કરેલાં સઘળાં માણસો ઘણાંજ ટેકી હતાં. પણ ડગુ-ગગુ મનવાળાને તેણે સાથેજ લીધા ન હતા. જેઓ કાર્ય પૂર્ણ કરવામાંજ સાર્થક માની રહે અને હમેશાં તેમાંજ અ- રહે એવા લોકોજ આ મંડળમાં બન્યા હતા. યુવાવસ્થાના સા મધ્ય ભાગે ઉભી રહેલી વિમળાને જોઇ તેઓને આશ્ચર્ય થતું ખરૂં પરન્તુ તેમાંના એકકેને નિર્દોષ અબળાને પીડવાનો કે દુઃખ દે- વિચાર સરખો પણ ઉદ્દભવ્યો ન હતો. તેઓ સઘળા જાણતા હ- આપણે સઘળા વનનાં દુઃખો સહન કરવાને મળ્યા છીએ આરામ કરવાને નહિ અને તેથીજ અનેક મનોવિકારમાંથી થઇ ઇષ્ટ કાર્ય સિદ્ધ કરવાને તેઓ લાયકીવાળા થયા હતા.

વિમળાને સહુ ડુંગરી ઉપર લેઇ ગયા, રસ્તે જતાં કરસન તે- કેટલીક બાબતો પૂછવા લાગ્યો. " તું કોની દીકરી ?" " ક્યાં રહે " " અહીં ક્યાંથી આવી ચડી ?" " તું અમારી બેન સરખી

ન હતું. એકદમ બહાર પડવાથી કદાચ બગી નાસી જશે અને વળી પાછળ આથડવું પડશે એમ ધારીને બધા સ્વારો એક ગુપ્તામાં બગીની રાહ જોતા ઉભા રહ્યા અને છૂટવાની આજ્ઞા સાંભળવાને આતુર થઈ રહ્યા.

બગી નજીક આવી અને ઉભી રહી જોઇ ફરસને સહુને ઘોડા દોડાવી જવા આજ્ઞા કરી અને એકાદ બે મિનિટમાં તો આખું ટોળું હીરજીની નજરે પડયું.

વિમળા મૂર્છાધિન સ્થિતિમાં બગીના દ્વાર આગળ નીચે પડી ગઇ હતી. દુઃખાવેશમાં શરીરનું ભાન રહ્યું ન હતું. તેના કેશ અને ઓઢણી ધુળવાળી થઇ ગઇ હતી. પહેરેલો ચણિયો રેશમી હોવાથી અંગ સાથે લપટાઈ રહી સતીની વિશુદ્ધિનો મહિમા સાચવી રહ્યો હતો અને નીચે ઘસડી કાઢવાને ઝાલેલું એક કાંડું હીરજીના હાથમાં હતું. બહીનેલો હીરજી વિમળાનો હસ્ત પકડી રાખી, ઝાડી સામી નજર કરી રહ્યો હતો.

" હાય ! બાપ ! આ તો પેલા બારવટિયા ! " એમ બોલતો અબળા પાસે બળવાન બનેલો પરંતુ હૃદયનો નિર્બળ ખવાસ ઇષ્ટ કાર્ય પૂર્ણ કરવાની હિંમત ચલાવી ન શક્યો અને તરવારને બગીમાં ફેંકી દઇ બગી દોડાવી ગયો. વિમળા બેભાનાવસ્થામાં માર્ગપર પડી રહી! કોમળ-શય્યામાં સૂનારીએ ધૂળમાં શયન કર્યું !

ફરસન પોતાના મંડળ સહિત આવી પહોંચ્યો. હીરજી બગી દોડાવી ગયો અને ઝાડી બહાર તેઓ નીકળ્યા ત્યાં તો તે અદૃશ્ય થઈ ગયો. માર્ગ ઉપર વિમળાને પડેલી જોઇને સૌ આશ્ચર્ય સહિત ઘોડા ઉભા રાખી રહ્યા અને બગી પાછળ દોડવાનો વિચાર માંડી વાળ્યો. વિમળાને રસ્તા ઉપર પડેલી જોઇને ફરસન ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને વિમળાના મુખ-કમળ સામું એકી નજરે જોઇ રહ્યો.

"અલ્યા બાદર ! જો તો ખરો, જાણે ઇન્દ્રના ઘરની અપ્સરા

" શું છે કરસન કાકા ! " એમ કહેતો બાદર ઘોડો ફેરવી કરસન પાસે જઇને ઉભો. " આવા જંગલમાં આવી રૂપાળી બાઇને અહીં કોણ મૂકી ગયું હશે ! "

" કાંતો આ બેભાન થઇ ગઇ લાગે છે. જો ને તાપ કેવો પડે છે ? એનું આવું સુંવાળું ડીલ ક્યાંથી એવો તડકો ખમી શકે ? અલ્યા માના ? જા પાણી લઇ આવ. "

માનો પાણી લેવાને ઘોડો દોડાવતો ગયો તે દરમ્યાન કરસને વિમળાને જાગૃતિમાં આણવા માટે ઘણા આયાસો કર્યા પણ અતિ દુઃખ ભારથી દબાઇ ગએલું એનું હૃદય જાગૃત ન થયું. થોડી વારમાં પાણી આવ્યું અને મોં ઉપર છાંટી કરસને વિમળાને જગાડી. "આવી અપ્સરા સરખી સ્ત્રી અહીંયાં ક્યાંથી આવી હશે ?" એજ વિચાર આખા મંડળને સાનંદાશ્ચર્ય સાગરમાં ઘસડી જતો હતો.

સરદારસિંહે એકઠાં કરેલાં સઘળાં માણસો ઘણાંજ ટેકી હતાં. જરા પણ ડગુ-મગુ મનવાળાને તેણે સાથેજ લીધા ન હતા. જેઓ ઇષ્ટ કાર્ય પૂર્ણ કરવામાંજ સાર્થક માની રહે અને હમેશાં તેમાંજ મચ્યા રહે એવા લોકોજ આ મંડળમાં ભળ્યા હતા. યુવાવસ્થાના સાગરની મધ્ય ભાગે ઉભી રહેલી વિમળાને જોઇ તેઓને આશ્ચર્ય થતું હતું ખરૂં પરન્તુ તેમાંના એકકેને નિર્દોષ અબળાને પીડવાનો કે દુઃખ દેવાનો વિચાર સરખો પણ ઉદ્ભવ્યો ન હતો. તેઓ સઘળા જાણતા હતા કે આપણે સઘળા વનનાં દુઃખો સહન કરવાને મળ્યા છીએ એશ આરામ કરવાને નહિ અને તેથીજ અનેક મનોવિકારમાંથી મુક્ત થઇ ઇષ્ટ કાર્ય સિદ્ધ કરવાને તેઓ લાયકીવાળા થયા હતા.

વિમળાને સહુ ડુંગરી ઉપર લેઇ ગયા. રસ્તે જતાં કરસન તેને કેટલીક બાબતો પૂછવા લાગ્યો. "તું કોની દીકરી ?" " ક્યાં રહે છે ? " " અહીં ક્યાંથી આવી ચઢી ?" "તું અમારી બેન સરખી

હો ! બ્હીશ નહિ." આવી રીતે આશ્વાસન આપતાં આપતાં કરસને વિમળા પાસેથી હકીકત મેળવવા માંડી.

વિમળાને આવા જંગલી મંડળમાં વિશુદ્ધ રહેવું દુર્લભ જણાયું; અને પરિણામે મૃત્યુ થશે એમ તેને ભાસ્યું. એક દુઃખમાંથી નીકળી એથી વધારે દુઃખમાં પડવા સરખું તેને લાગ્યું, પણ "તું તો અમારી બ્હેન સરખી છે !" એ શબ્દોએ તેના હૃદયને કાંઇક આશ્વાસન આપ્યું. વળી એ શબ્દો લાંબા વખત સુધી પળાઇ રહે એ એને સત્ય પણ જણાયું નહિ.

ડુંગરી ઉપર બાઇ માણસને એકલું રાખવામાં કરસનની ચપળ બુદ્ધિએ સહી સલામતી જોઇ નહિ. પોતે સઘળા લુંટ માટે જાય અને પાછળ આવી રાજ કુંવરીને એકલી રાખવી, તેને બીક લાગે, વળી કોઇ અચાનક આવીને એને હેરાન કરે, એ કરતાં બીજે કયાંક તેને રાખવી એવો વિચાર સર્વાનુમતે સિદ્ધ થયો; અને મંડળ માંહેના કેટલા એકની અનુમતિથી વિમળાને પદ્મપુરમાં કરસનને ઘેર એની બ્હેન સાથે રાખવાનું નક્કી થયું.

———:૦:———

## પ્રકરણ ૨૩ સું.

### ભરાએલો ઘડો ફૂટયો !




મળાને મૂકીને હીરજી બગી દોડાવી ગયો. થોડા વખતમાં તો તે એકાદ બે કોસ નીકળી ગયો. રખેને બ્હારવટીઆઓ પાછળથી આવીને પકડશે, તો હું શું કરીશ ? એવી ભીતિએ એને પાછું વાળી જોવા પણ ન દીધું. આત્મસંરક્ષણની સિદ્ધિના વિચાર નીચે ઇષ્ટ કાર્યની સિદ્ધિનો વિચાર દબાઇ ગયો.

મધુસિંહને બેભાન સ્થિતિમાં લેઇ પ્રમોદપુરમાં પેસવું એ હી· રજીને ભય ભરેલું લાગ્યું અને જો બગી આવી રીતેજ દોડાવી જા· યતો દિવસ છતાં ગામમાં દાખલ થઇ જવાય, માટે એક ગામડાને પાધર બગીના પડદા પાડી બપોરનો વખત ગાળ્યો અને છેક સાંજ પડતાં રવાના થઇ રાત્રે એક પ્રહર વખત થઇ જતાં પ્રમોદપુર પહોંચ્યો.

મધુસિંહની ખરાબ ચાલથી ચંદ્રસિંહ અંતરથી બહુ વ્યથિત થતો હતો અને એની એવી ચાલથી કુમતિની ચાલ પણ બગડી છે એ વાત પણ તેના કાન સુધી પહોંચવા પામી હતી. મધુસિંહની આ ચાલ છોડાવવા માટે ચંદ્રસિંહ એને ઘણા ઘણા વિદ્વાનોની સં· ગતિમાં રાખતો, પરન્તુ એવા વિદ્વાનોના સદ્‌ગુણની સુવર્ણ રજ મ· ધુસિંહની લોહ રૂપી બુદ્ધિપર ચઢવા પામતી નહોતી. જે વિદ્વાનોની સંગતિમાં તેને રાખવામાં આવતો તેઓ એની પ્રકૃતિ જાળવી રાખી ઉપદેશ કરીને કે એવી ચાલમાં અનેક ઠોકરો ખવરાવીને સુધારવા ત· રફ ભાગેજ મથન કરતા, અને તેથી સત્સંગતિ એને જરા પણ અ· સર કરનારી નીવડતી નહોતી જયસિંહ અને વિદૂરાયના આગમન પછી મધુસિંહને તેમની સાથે રાખવામાં આવતો હતો અને જેમ અને તેમ તેની ખરાબ ચાલ સુધારવાને મથન કરવા, ચંદ્રસિંહે બ· ન્નેને સૂચના કરી હતી. બન્ને મિત્રોનો મધુસિંહને ·સુધારવા· નો પ્રયત્ન કેટલેક અંશે સફળ થયો હતો. જયસિંહ અને વિદૂરાયે મધુસિંહની પ્રકૃતિને અનુસરીનેજ પ્રયત્નનો પ્રારંભ કર્યો હતો. તેઓ જાણતા હતા કે તેની પ્રકૃતિ મોજ શોખી અને આનંદી જ છે અને રાજ્ય-કાર્યભારમાં ખુંચે તેવી નથી તેથી એ કાર્યભારમાં તેને દબાવી રાખી એની પ્રકૃતિનું વલણ ફેરવવું એ કરતાં એની પ્રકૃતિને રૂચતી બા· બતોમાંજ એને નિમગ્ન રાખી પોતાની સંગતિ છોડવાનું એને મન ન થાય એવી તેમણે યોજના કરી, અને થોડા વખતમાં જયસિંહ અને

વિદ્રૂદ્રાયની મિત્રતામાં મધુસિંહને એટલો આનંદ પડવા લાગ્યો કે તેમને છોડીને તે ક્યાંય દૂર જ ન જતો. જયસિંહ પાસેજ તે પડયો. પાથર્યો રહેવા લાગ્યો. કુમતિને આ ઠીક પડ્યું, પણ 'રખેને તેઓ મારા માટેનો એમનો સારો વિચાર ફેરવી નાંખશે,' એવી ભીતિ તેના હૃદયમાંથી ન ગઇ.

મધુસિંહ દારૂ બહુ પીતો હતો પરન્તુ તેનું એને વ્યસન ચોંટેલું ન હતું તે વધારે પીતો તેનું કારણ તેના મિત્રોજ હતા. તેઓ હમેશાં એકઠા થતા એટલે મધુસિંહને પણ તેમનામાં ભળવું પડતું અને ભાગ લેવો પડતો હતો. એની વધારે ખરાબ ચાલ એના મિત્રોથી જ થએલી હતી. કેટલેક અંશે તેનું કારણભૂત કુમતિ પણ હતી. પોતાની નીચ મનોવૃત્તિ પાર પાડવાની ખાતર તે મધુસિંહને દારૂ પાતી અને પ્રેમ–વશ થઇ ગએલો મધુસિંહ તેનો સ્વીકાર કરતો અને પરિણામે બનતો.

દિવસનો મોટો ભાગ મધુસિંહ જયસિંહ પાસેજ રહેવા લાગ્યો. જયસિંહ તેને પોતાની સંગતિમાં વધારે આનંદ આપતો અને કંટાળો ઉપજવા દેતો નહિ; તેથી મધુસિંહને તેના દારૂડિયા મિત્રો ભાગ્યેજ મળી શકતા. કદાચ મળતા, તો મહિને એકાદ બે વાર જ; જેથી કરીને તેની દારૂ પીવાની આદત ધીમે ધીમે દૂર થવા લાગી. જયસિંહ અને વિદ્રૂદ્રાયના કેળવાએલા વિચારો મધુસિંહના મગજમાં ખુંચવા લાગ્યા અને તેમની વૃત્તિ ધીમે ધીમે સુધરવા લાગી. દીપ–પ્રકાશ થતાં જેવી રીતે અંધારૂં શરમિંદુ થઇ નાશી જાય છે તેવી રીતે તેની ક્ષુદ્ર બુદ્ધિ લજ્જિત થઇ અદ્રશ્ય થવા લાગી, અને સદ્‌બુદ્ધિ પ્રવર્તતાં પોતાની અગાઉની તોફાની ચાલ ઉપર તેને કંટાળો અને લજ્જા આવવા લાગી. કુમતિની બાબતમાં અત્યાર સુધી તે સઘળી વાતે અજ્ઞાત જ રહ્યો હતો. સત્સંગતિએ સદ્‌બુદ્ધિનો વિકાસ કર્યો પરંતુ પ્રે-

મવશ પાંત, પત્નીના મર્મ સૂચક વચનો સમજવાને ભાગ્યશાળી થયો નહિ.

આજે રાત્રે જયસિંહને બંગલે મિજલસ થવાની હતી. મધુસિંહને તેમાં મુખ્ય ભાગ લેવાનો હતો અને સઘળી વ્યવસ્થા તેની ઇચ્છાનુસારજ કરવામાં આવી હતી. જયસિંહને સોંપવામાં આવેલા બંગલાંની બાજુએ એક વિશાળ ચોકમાં મિજલસને અનુકૂળ ગોઠવણ કરવામાં આવેલી હતી. ચોકની બીજી બાજુએ લાંબે સુધી વાડીનો વિભાગ હતો, જેથી જૂદી જૂદી જાતના રોપાનાં કુંડાઓની રચના ચોક ફરતી કરી દેવામાં આવી હતી. ચોકની મધ્યમાં એક મ્હોટું લંબગોળ ટેબલ અને તેના ફરતી ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. એ મ્હોટા ટેબલ ફરતાં પણ થોડે થોડે અંતરે મ્હોટાં ગોળ ટેબલો અને તેના ફરતી ખુરશીઓ, એ પ્રમાણે બાર ચૌદ ન્હાના ન્હાના કટકાઓ ગોઠવવામાં આવ્યા હતા, જેનો દેખાવ ચક્ષુને આહ્‌લાદક થઇ પડયા વિના રહેતો નહિ. દરેક ટેબલ ઉપર સફેદ રંગનાં ટેબલ ક્લૉથ અને તે ઉપર મેવા મિઠાઇથી ભરેલી રૂપા જેવી ચકચકિત રકાબીઓની ગોઠવણ કરવામાં આવી હતી. રકાબીઓના ચળકાટમાં, ફરતા દીવાઓનો પ્રકાશ પ્રતિબિંબ રૂપે નૃત્ય કરતો ત્યારે શ્વેત આકાશમાં આકાશ–ગંગા વિરાજી રહી હોય તેવો આભાસ થતો હતો ગોઠવેલી રકાબીઓની વચ્ચે શ્વેત પુષ્પથી લચી રહેલી જૂઇના વેલાઓ વાંકાચૂકા ગોઠવીને કુદરતી દેખાવની સાથે હરિફાઇ કરવાને મથન કર્યું હોય તેમ લાગતું હતું. ખાલી રકાબીઓ ગોઠવાઇ રહ્યા પછી તેમાં મેવા મીઠાઇ મૂકવામાં આવતા હતા ત્યારે મિજલસમાં ભાગ લેનારો સઘળો વર્ગ આસપાસની વાડીમાં ફરતો હતો. તેમાંના કેટલાક વાડીના સુગંધી સમીરનો અનુભોગ કરતા હતા. કેટલાક પૃથક્ પૃથક્ જાતિના પુષ્પો ચુંટી, નાકે અરાડી સુંઘતા હતા અને નજીક ઉભેલા માળીઓની આંખમાં ક્રોધનો વરસાદ વરસાવતા હતા, પરન્તુ તેમને કાંઇ પણ ક-

રેલા થાળ લેઇ ફરવા લાગ્યા અને જોઇતી ચીજો રકાબીમાં મૂકવા લાગ્યા. ફરતા ગોઠવવામાં આવેલાં ફોનોગ્રાફ વાજાંઓના મધુર સ્વર ખુલ્લા મૂકવામાં આવતાં જમનારાઓને વધારે આનંદ થવા લાગ્યો અને જમવામાંથી સાંભળવા તરફ લક્ષ ખેંચાતાં, વસ્તુઓ લેવા માટે લંબાવેલા હાથ રકાબીમાં સ્થિરજ રહેવા લાગ્યા. કર્ણેન્દ્રિયે રસનેન્દ્રિય ઉપર જય મેળવ્યો જણાયો. આ સઘળી લીલા જોઇ મધુસિંહનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું.

જમી જમીને સઘળા વેરાવા લાગ્યા, અને થોડી વારમાં તો સઘળું મેદાન હતું ન હતું થઇ ગયું. માત્ર થોડા ઘણા અમલદારો, જયસિંહ, વિક્રમરાય અને મધુસિંહ રહ્યા હતા. ચંદ્રસિંહ તે વખતે ગામમાં નહોતો અને તેથી અહીં તેનું આગમન થએલું ન હતું. સહુ જમી ઉઠી બંગલામાં ભરાવા લાગ્યા, અને ઉનનો એક સુંદર ગાલીચો બીછાવી સહુ બેઠા. મધુસિંહને ગાયન ઉપર બહુ પ્યાર હતો તેથી જયસિંહને પૂછ્યા પણ કર્યા સિવાય એક ગણિકાને તેણે આ વખતે હાજર રાખી હતી. જયસિંહના કુળવાએલા મગજને આ વાત જરા પણ રૂચી નહીં, પરંતુ આ વખતે કાંઈ પણ ન બોલતું અને પાછળથી મધુસિંહને સમજૂતી આપવી એવો એણે નિશ્ચય કર્યો. સતાર અને ઢોલકની શરૂઆત પછી ગાયનની પણ શરૂઆત થઇ અને સહુના કાન તે તરફ વળ્યા.

ધૂર્ત કૃષ્ન આઉ...ક્યૂં ન થારિ સંગમેં...એ,
ક્યૂં ન થારિ સંગમેં, મેં ખેલું રંગ-જંગમેં...એ
ધૂર્ત કૃષ્ન આઉ...ક્યૂં ન થારિ સંગમેં...એ. ટેક.
ઠંઠનકે હાર દિખત...
છતિયાંમેં હારિ નખત...
પી.....રા કરત ખૂબ અંગમેં...એ. ધૂર્ત.

બંસી મધૂરિસેં...
મોહ-ભાવ કારી દે...
હાં........સી કરત પિંછે રંગમેં...એ
ધૂર્ત્ત કૃષ્ન આઉં...કબૂ ન થારિ સંગમે...એ.
કબૂ......મેં ખેલું......ધૂર્ત્ત કૃષ્ન.

ગણિકાનો કણ્ઠ મધુર હતો અને તેની સાથે ગાયનના સારને અનુસરતા લ્હેકાએ પણ જોઇતો ભાવ પૂર્ણ રીતે ભજવ્યો. ટેકના પુનરૂચ્ચારે પણ ગાયનની મધુરતા વધારી અને શ્રોતાઓના મનરંજન કર્યાં. ઉછરતી યુવાવસ્થામાં વિકાસ પામતી ગણિકાને જોઇ બેઠેલા માંહેના કેટલાક વિષયી પુરૂષોનાં મન ઉત્સુક થવા લાગ્યાં. ગાયન સાંભળવું એક બાજું મૂકી તેની આંખો, મ્હોં અને વક્ષસ્થળ ભણી કેટલાક નજર કરી રહ્યા અને પાસે બેઠેલા પોતાના મિત્રો પ્રતિ સહાસ્ય ટીકા કરવા લાગ્યાં. કેટલાએક વૃદ્ધ વિચારના પુરૂષો, જેઓને આ ન ગમ્યું તેઓ તો ત્યાંથી ઉઠીને ચાલવા લાગ્યા પરન્તુ કેટલાક વૃદ્ધ ઉમરના પણ તરૂણ મનવાળાઓ તો બેસી રહી ગાયનના રસમાં વધારેને વધારે ડૂબવા લાગ્યા. મધ્યરાત્રિ સુધી આ આનંદ ચાલુજ રહ્યો.

વખત ઘણો જવાથી સહુ વેરાયા. જયસિંહ વગેરે પણ ઉભા થઇ બીજા ખંડમાં ગયા એટલે ગાયન બંધ થયું અને ગણિકા ચાલી ગઇ. મધુસિંહને સમજાવવાનો આ વખત અનુકૂળ છે એમ જાણી જયસિંહે કહ્યું.

"મધુસિંહજી! મને પૂછ્યા સિવાય તમે ગણિકાને બોલાવી એ ખોટું કર્યું!"

"એમા ખોટું શું ભલા? રાજાઓ તો ગણિકાઓના નાચ-રંગમાં ભાગ લેતાજ આવ્યા છે. એમાં આપણે શું નવું કર્યું છે?"

"નવું તો કાંઇ નહિ, પરન્તુ આધુનિક સમયમાં નાચ-રંગ

કરવો એ એક જાતનો દુર્ગુણ ગણાય છે. વળી આ પ્રસંગે રાજાજીની ગેરહાજરીથી ગામના લોકો શું સમજે? તેઓ એમ સમજે કે રાજાજીની ગેરહાજરીનો આ લોકો લાભ લેછે!"

"તમારા માટે તેઓ એવો વિચાર કરેજ નહિ. સદ્‌ગુણી તરીકે ખ્યાત થએલાને દુર્ગુણી તરીકે ગણવાનું સ્વપ્નું પણ કોઇને ન આવે."

"એ તમારૂં માનવું ખોટું છે. એમના આપણે ઉપરી છીએ પરન્તુ એમની વિચાર શક્તિના નહિ! ગમે તેવો પણ સ્વતંત્ર વિચાર કરવાને તેઓ શક્તિમાન છે, અને આપણે સદ્‌ગુણી તરીકે ત્યારેજ ખ્યાત થએલા ગણાઈએ કે જ્યારે આપણે દુર્ગુણી હોવાનો કોઈ વિચારે પણ ન કરી શકે!"

વિકાસ પામેલી મધુસિંહની બુદ્ધિને આ વાત સારી લાગી અને તેથી ચૂપજ રહ્યો. જયસિંહે આગળ ચલાવ્યું.

"અને વળી વિચાર કરો. આ વાત રાજાજી જાણે અને તમારા માટે એમના મગજમાં ઠસી ગએલો સારો મત કદાચ વિરલતા પામે તો એમાં અમારૂં કે તમારૂં શું સારૂં ગણાય? માટે અત્યારે સૂચક વૃત્તિથી હું આપને એટલું કહું છું કે જેને માટે પ્રજા સ્વપ્ને પણ ખરાબ વિચાર ધરાવે તે કામ કરવામાં કદિ પ્રવૃત્ત ન થવું."

મધુસિંહ આ સઘળું સાંભળી રહ્યો અને બોલ્યો—"ચાલો, આજે પણ આપની સંગતિથી એક નવી શીખામણ મળી. તમે મને સુધારવા માટે જેટલું કર્યું છે તેનો બદલો હું જીવન પર્યંત વાળી શકવાનો નથી."

એકાદ કલાક આવી ગોષ્ઠી ચાલી રહી. રાત ઘણી ગઈ હતી. એટલે ત્રણે જણ જૂદા પડ્યા. જયસિંહ બિછાને ગયો. વિદ્વાવનું ઘર પણ નજીક હતું, દૂર જવાનું માત્ર હતું મધુસિંહને. મધુસિંહને રહેવા માટે પ્રથમ તો રાજ મહેલમાં એક ભાગ આપવામાં આવ્યો હતો.

પરન્તુ પાછળથી કુમતિની મરજીને અનુસરીને મધુસિંહે રહેવાનું ગામ બહારના એક બંગલામાં રાખ્યું હતું.

"વારૂ ! વિદૂદ્રાય ! આટલી મોડી રાત્રે મારે ગામ બહાર એકલા જવું પડશે. ચોકીવાળો પણ કોઇ સાથે આવી શકે તેમ લાગતું નથી !"

"તો ચાલો, હુંજ સાથે આવું. બંગલાના દરવાજા સુધી હું આવું છું પછી તમારે હરકત નહિ આવે. ભલા ! માર્ગમાં વાતચીતથી આનંદ થશે !"

"હા. આજે તો તમને જ તસ્દી આપવી પડશે. દરવાજા સુધીજ આપનું કામ છે, પછી તો એ જાગતી હશે એટલે હરકત નહિ."

"કોણ ? રાણી સાહેબ અત્યાર સુધી જાગતાં હશે ?" વિદૂદ્રાયે આશ્ચર્યસહ પૂછ્યું.

"હા. આજ તો એને નિદ્રા પણ નહિ આવી હોય. હું માનું છું કે એના પતિવ્રત્તપણાથી હજી આપ અજ્ઞાત જ છો !"

"માફ કરો સાહેબ ! હાલની સ્ત્રીઓની તો વાત જ જવા દો ! એ તો બધાં સ્ત્રી–ચરિત્ર અને ઢોંગ જ."

"નહિ નહિ. તમે ભૂલો છો ! હવે એનું અત્યારે કાંઇ નહિ. તમે ત્યાં આવશો એટલે પ્રત્યક્ષ જ દેખાડીશ."

બન્ને જણા વાતો કરતા કરતા બંગલે પહોંચ્યા. દરવાજો બંધ હતો.

" કેમ સાહેબ ! હવે શું કરશો ? " વિદૂદ્રાયે પૂછ્યું.

" એ હશે તો જાગતી. દરવાજો ઉઘાડો રાખવો કેમ ભૂલી ગઇ હશે એ સમજાતું નથી. " કેટલેક અંશે ખટ્ટ પડેલા મધુસિંહે જણાવ્યું.

" તો હું બૂમો પાડી ઉઘડાવું. નહિતો ચાલો, આજે રાત્રે જયસિંહને બંગલે સૂઇ રહેજો. "

" ના. તમને મારે પ્રત્યક્ષ દેખાડવુંછે કે એ પતિવ્રત્તાને આજે

નિદ્રા નહીંજ આવી હોય. ચાલો બંગલાના પાછળના ભાગમાં એકાદ બારી તો ઉઘાડી રાખીજ હશે."

બન્ને જણ પાછલા ભાગમાં ગયા. મધુસિંહના બોલવા ઉપરથી અને કુમતિની ચાલ ચલગત સંબંધી સંભળાતી અનેક વાતોથી વિદ્દરાયના મગજમાં વિચારના આવેશોનું પરસ્પર વિરૂદ્ધ યુદ્ધ થવા લાગ્યું.

"જોઇ એની ચતુરાઇ? મ્હારી ખાત્રીજ હતી કે કોઇ કાળે એણે ભૂલ નહિ કરી હોય!" પાછળના ભાગમાં એક બારી ઉઘાડી જોઇ આનંદમાં આવી જઇ મધુસિંહે કહ્યું

"મને એ ચાતુરી જૂદીજ તરેહની લાગેછે, પણ હશે. આપ પધારો, હું હવે ઘેર જઇશ."

"નહિ નહિ! હજી તમારી ખાત્રી થતી નથી? તો ચાલો અંદર. તમારા મનને ગોળો રાખવો એ મારૂં કર્તવ્ય નથી."

મધુસિંહની અત્યંત ખેંચતાણને લીધે વિદ્દરાયને પણ બારી કૂદી તેની સાથે અંદર જવું પડ્યું. જે ઓરડામાં તેઓ કૂદી પડ્યા તે ઓરડામાં મધુસિંહના શય્યા ગૃહનો દાદર હતો. બન્ને મિત્રો ઉપર ગયા.

મધુસિંહ અને જયસિંહ વચ્ચે મિત્રાચારી થયાં પછી મધુસિંહ કોઇ કોઇ દિવસ જયસિંહને બંગલેજ સુઇ રહેતો હતો આજે મિજલસ હતી તેથી કુમતિની ખાત્રીજ હતી કે આજે તો જરૂર તે ત્યાંજ સુશે અને તેથી તેને કોઇ પણ તરેહની ભીતિ ન હતી. ભીતિ નહિ હોવાને લીધે શય્યા ગૃહમાં મધુસિંહનું સ્થાન હીરજીએ લીધું હતું અને બેદરકારીને લીધે નીચેની બારી ઉઘાડી રહી ગઇ હતી.

અંદર જતાંજ કુમતિને હીરજી સાથે સુતેલી જોઇ મધુસિંહ ચમક્યો અને ક્રોધની વિષમય જ્વાળા તેના શરીરની રગે રગે પ્રસરી રહી. વિદ્દરાય આ કાર્ય જોઇને આશ્ચર્ય સાથે દીલગીરીમાં તણાવા લાગ્યો.

"સાહેબ સલામ ! આપની પતિવ્રત્તાનાં દર્શન કરી હું પાવન થયો, માટે હવે હું જઇશ."

વિદૂદ્રાયના આ શબ્દોએ એકજ પળમાં મધુસિંહના ક્રોધમાં વધારો કર્યો. જેને અત્યાર સુધી મધુસિંહ એક પતિવ્રત્તાજ લેખતો હતો તેને વ્યભિચારમાં ડૂબેલી જોઈ તેના ક્રોધે ભૈરવ રૂપ પકડ્યું અને કમરે લટકાવેલી તરવાર એકદમ મ્યાનમાંથી ખેંચી સૂતેલાં ઉપર ઘા કર્યો. સાહસ ન કરવાની સૂચના કરતાં વિદૂદ્રાયે મધુસિંહનો હાથ પકડી રાખવા માટે આડો હાથ નાંખ્યો પરંતુ ક્રોધાક્રાંત પુરૂષની દૃષ્ટિ તેપર ન ગઈ. વિદૂદ્રાયે હાથ પાછો ખેંચી લીધો કે તરત કુમતિના કંઠપર તરવાર પડી અને તેની સાથે હાથ પાછો ખેંચતાં છતાં પણ વિદૂદ્રાયના છેલ્લી–ટચલી આંગળીનું એક ટેરવું કપાઇ ગયું.

કુમતિ ઉપર પડેલી તરવારના અવાજે સાથે સૂતેલા અર્ધ જાગૃત હીરજીને ચમકાવ્યો અને તેવોજ તે પલંગમાંથી બ્હેબાકળો નાઠો. મધુસિંહે પાછળ દોડી તેને પણ પૂરો કર્યો, અને તેની સાથે તેનું ભરાઇ રહેલું હૃદય ખાલી થવા લાગ્યું.

"વિદૂદ્રાય ! મ્હારા ક્રોધનો અત્યારે પાર નથી. અરેરે ! શું સ્ત્રીઓ આવીજ ? મને હમેશાં ઇશ્વર તરીકે પૂજનારી અને એક પતિવ્રત્તા જેવી ભક્તિ કરનારી તે અંતે આવીજ નીકળી ? હાય ! હાય ! આટલું આટલું કપટ ? શું હું આ લુચ્ચી પાસે એક રમકડા સરખોજ ? છતી આંખે આંધળો મારા સિવાય બીજો કોઈ નહીંજ હોય ! અરેરે ! અત્યારે મને મારી મૂર્ખાઇ માટે પશ્ચાત્તાપ થાય છે ! આ રંડાની જૂઠી જૂઠી સમજૂતીને અનુસરીને મેં જે જે દુરાચરણ આચર્યાં છે તે અત્યારે મારા મગજ ઉભરાઇ જાય છે ! હાય ! હાય ! શું એ બધું આ રંડા–કુલટા–વ્યભિચારિણીના જૂઠા પ્યારમાંજ કરી હું અંધ બન્યો.

ધિક્કાર છે મારા જીવતરને !"

ગભરાઇ ગએલું હૃદય શાંત ન રહ્યું. "અરેરે ! એ રંડાને માટે મારી માતુશ્રીને મેં જે ક્રૂર શબ્દો કહ્યા છે અને મારી પ્રિય ભગિનીનું જે મેં અપ્રિય કર્યું છે તેનું પ્રાયશ્ચિત સહસ્રવાર ગંગામાં સ્નાન કર્યા છતાં પણ નહિ થાય ! અરેરે ! એની કુટિલતાએ, એના વિષમય પયોમુખે, અને એના જૂઠા પ્રેમમાં મારી અંધ અવસ્થાએ મારી પાસે જે જે દોષો કરાવ્યા છે તે અનિવાર્ય છે ! વિદ્વદ્રાય, મારી મૂર્ખાઇને લીધે હવે હું લજ્જિત થાઉં છું."

"ભાઇ ! જે થયું તે થયું હવે એમાં પશ્ચાત્તાપ કરવાથી શું વળે ? જેનું અપ્રિય થયું તેનું પ્રિય થઇ શકવું હવે દુર્લભ છે."

"વિદ્વદ્રાય ! એ વાતનું સ્મરણ થવાથી મારા શરીરમાંથી કંપારી છૂટે છે. મારો દોષ ખુલ્લો કરવામાંજ હવે હું તેનું પ્રાયશ્ચિત સમજું છું; પણ મને શરમ આવે છે."

"એમાં શરમ રાખવાનું કાંઇ પ્રયોજન નથી. स्खलनं मनुष्याणां धर्मः માણસ ભૂલને પાત્ર છે. પણ ખુલાસો થશે તો એમાંથી કાંઇક બની શકશે." વિદ્વદ્રાયે ધીરે અવાજે આશ્વાસન કરતાં કહ્યું.

"પ્રિય ભાઇ ! આ કૂલટાની ક્રૂર સમજૂતીએ મારી પ્રિય ભગિનીના દુઃખનું કારણ આ ક્રૂર ભ્રાતા થયો છે. પરન્તુ ઇશ્વરની કૃપાએ એ દોષ પૂર્ણ ન થવા દેતાં તેનું રક્ષણ કર્યું છે ! હાય, હવે હું શું કરૂં ?" મતિ મુંઝાઇ જતાં મધુસિંહ પાસેના કોચ ઉપર બેસી ગયો. વિદ્વદ્રાયે તેનું આશ્વાસન કરી શાંત કર્યો અને વિમળા હજી જીવતી છે એવી વધામણી આપવાની ખાતર જયસિંહ પાસે જવાને ઉત્સુકતાથી રજા લીધી.

"પરન્તુ હવે આ બન્ને શબનું શું કરવું ?"

"હું એ માટે જ ગામમાં જાઉં છું અને મારા ખાનગી માણસો મોકલું છું જેઓ બન્ને શબને રાતની રાત ફૂંકી બાળશે."

"અને આ શું ? આ લોહી ક્યાંથી ?" વિદ્રદ્રાયે કપાએલી આંગળી દેખાડી; મધુસિંહે કહ્યું, "મિત્રની મૂર્ખાઇના છાંટા તમને પણ ઉડયા !"

અનેક તર્ક–વિતર્કમાં ગુંથાઇ ગએલો વિદ્રદ્રાય ગામમાં ગયો અને શબની વ્યવસ્થા કરવાને માણસો મોકલી સઘળા સમાચાર જયસિંહને કહ્યા.

———:o:———

## પ્રકરણ ૨૪ મું.

## (વ)શુદ્ધિ પર હલ્લો.



મળાને ડુંગરી ઉપરથી લઈ જઈ પદ્મપુરમાં કરસનને ઘેર રાખવામાં આવી. કરસન ઘેર ભાગ્યે આવતો હતો. એક દિવસ ડુંગરી ઉપર ગાળે જ્યારે બીજો દિવસ ખેતરમાં ગાળતો, વિમ કરસનને ઘેર તેની બ્હેન રત્નીની જોડે દિ ગાળવા લાગી.

રત્નીની ઉમર અત્યારે પંદરેક વર્ષની થઇ હતી. ઉગતી જુવાનીને લીધે તેનું મ્હોં ગોળ અને ભરાવાદાર લાગતું હતું. શરીર વર્ણ કોઇ એટલો બધો સારો–મનમોહક ન હતો પરન્તુ નિર્મા રંગવાળી પણ પૂર્ણ વિકાસ પામેલી કળી જેમ આંખને મનોહર લ છે તેમ રત્નીનો વિકાસ પણ મનોહર લાગતો. તેનાં ઘાટીલાં અ યવો એના રંગની નિર્માલ્યતાની ખામી પૂરતા હતા. રત્નીને પર વવામાં આવી હતી પરન્તુ તેનો ખરાબ સ્વભાવ કોઇની જોડે

બનવા દેતો નહિ અને વળી બાપને ઘેર કોઇ રાંધી ખવરાવનાર નહિ એટલે તે હાલ તો પોતાના બાપને ઘેર રહી કાળ-ક્ષેપ કરતી હતી. રત્નીના સ્વભાવ ઉપર રૂપાળીની બદચાલની છાપ આબેહૂબ રીતે પડી રહી હતી. રમણપુરમાં જ્યારે તે આઠ-દસ વર્ષની ઉમરની હતી ત્યારે કાંઇ સમજતી ન હતી, પરન્તુ રૂપાળી પોતાના યારને મળવા જાય ત્યારે રત્ની પણ પોતાની ગેરસમજણમાં સાથે જતી, રૂપાળી તેને સારૂં સારૂં ખાવાનું આપી તેની બાળક બુદ્ધિને પ્રસન્ન રાખતી અને કોઇને વાત નહિ કહી દેવા સમજાવી, ફરીથી ખાવાનું આપવાની લાલચ દેખાડતી. બાળ-વયના કુમળા મગજ ઉપર આ અસર થતાં વાર ન લાગી. બાળકો જે જે જુએ છે તે તે બાબતોનું અનુકરણ તેઓ કરેછે અને એ ટેવ મોટી ઉમ્મરે ખીલી નીકળતાં વાર લાગતી નથી. રૂપાળી પોતાના યારની સાથે કેવી કેવી જાતની વાતો કરે છે અને તેમને કેવા કેવા હાવ ભાવ દેખાડે છે, કેવાં કેવાં સંકેત સ્થળો તે શોધે છે અને પોતાના યારોને મળે છે, પોતાની વાત ખુલ્લી ન પડવા દેવાને માટે કેવી કેવી હિકમતો ચલાવે છે અને કેવી કેવી કળાઓ કરી પૈસાનો સંગ્રહ કરે છે તે સઘળું રત્નીના હૃદય ઉપર વજ્રલેપ થઇ ગયું. રત્નાએ પદ્મપુરમાં આવ્યા પછી રૂપાળીનો ધંધો શરૂ કર્યો હતો. કરસન ડુંગરીએ અગર તો ખેતરમાં રહેતો, મહિનામાં એકાદ બે વાર ઘેર આવી જતો જેથી રત્નીને કાર્ય-સિદ્ધિ કરતાં કોઇ પણ તરેહની હરકત પહોંચતી નહિ.

એક દિવસ વિમળા દુઃખના અનેક તર્ક-વિતર્કોના ભાર નીચે સંકોચાઇ ગયેલે હૃદયે લમણે હાથ મૂકી બેઠી હતી અને માતા-પિતા અને પતિનું સ્મરણ થતાં આંખમાં જળજળિયાં લાવતી, નિઃશ્વાસ મૂકતી હતી. તેના દુઃખિત હૃદયને આ સ્મરણ વધારે દુઃખમાં ઝંપલાવતું હતું અને ઉષ્ણ નિઃશ્વાસ મૂકાવતું હતું. પારકે ઘેર આવી રીતે

રહી ક્યાં સુધી દિવસો ગાળવા અને અહીંથી છૂટીને ઘેર કેવી રીતે પહોંચવું તેનો વિચાર તેના મગજ-દુર્ગને બધી બાજુએથી ઘેરી લેતો હતો. પોતે આવ્યા પછી તો કરસન એકકે વાર ઘેર આવ્યો નહોતો કે જેથી તે તેને પ્રમોદપુર સુધી પહોંચતી કરે. પોતે પ્રમોદપુરના રાજાની કુંવરી છે એ વાત તેણે કરસનને જણાવી નહોતી, કારણ કે ખરેખરી જાત ખુલ્લી પડતાં વિશુદ્ધિનું રક્ષણ કરવું અતિ દુર્લભ હતું અને તેથી પોતે પ્રમોદપુરના એક રજપૂતની દિકરી છે એમ તેણે જણાવ્યું હતું.

" કેમ બ્હેન ! શું વિચારમાં પડ્યાં છો ! કેમ તમે આમ ઉદાસને ઉદાસ રહ્યાં કરોછો ? ચાલો આજ તો આપણે ખેતર. કાલે મારા ભાઇએ કહ્યું હતું કે બ્હેનને પણ ખેતર જોવા સાથે તેડી લાવજે કે જેથી હું કોઈ વાર ન હોઉં તો ભાત દેવા જતાં હરકત ન આવે ! " રત્નીએ ઘરમાંથી બહાર નીકળી કહ્યું.

" હા. ચાલો બ્હેન આવું છું. હમણાં થયાં મારૂં મન બહુ ઉદાસ રહ્યાં કરે છે, તેથી ખેતરમાં સૃષ્ટિ-સૌંદર્ય નીહાળવાથી આનંદ થશે ! " વિમળાએ પ્રત્યુત્તર વાળ્યો.

ગાંડો બનાવી દીધો અને હરકોઇ પ્રયત્ને તેને મેળવવી એવો વિચાર તેણે મદનસિંહને જણાવ્યો. વિમળા રત્નીને ત્યાં રહેતી હતી એટલે તેને મેળવતાં જરાપણ મુશ્કેલી નહિ પડે એવો દિલાસો આપી તેણે આ વાત રત્નીને કહી.

પૈસા મળે તો રત્ની હરકોઈ કામ કરવાને હામ બીડે એવી હતી, જેથી શરૂઆતમાંજ મદનસિંહે રત્નીના હાથમાં એક સોનાની વીંટી મૂકી અને કાર્ય-સિદ્ધિ થયા પછી તેને ખુશી કરવાની લાલચ આપી. રત્નીએ હરકોઇ રીતે મેળવી આપવાનું મદનસિંહને વચન આપ્યું.

થોડાક દિવસના સહવાસ ઉપરથી રત્ની જાણતી હતી કે વિમળાની વૃત્તિ કોઇ ઉપાયે પણ ડગે તેવી નથી જેથી શામ, દામના ઉપાયોની અજમાયશ કરવાનો વિચાર તેણે માંડી વાળ્યો હતો, અને દંડનો ઉપાય નિશ્ચિત કર્યો હતો.

પદ્મપુરથી બે ગાઉને છેટે એક વિશાળ બાંધેલું તળાવ હતું. તળાવને ફરતા કાંઠા પર નજીક નજીક ઝાડો વાવી દીધેલાં હતાં જેથી આખો દિવસ છાંયડો રહેતો હતો અને શ્રાન્ત વટેમાર્ગુઓને વિશ્રાંતિદાયક થઇ પડતો હતો. તળાવને કાંઠે ફરતા થોડે થોડે અંતરે પત્થરના આરા બાંધવામાં આવેલા હતા. તળાવ વિશાળ હતું અને તે માંહેનું પાણી સ્વચ્છ રૂપા જેવું લાગતું હતું જેથી રાત્રે તેમાં જ્યારે ચાંદનિની છાયા પ્રતિબિંબિત થતી ત્યારે રૂપેરી રત્નજડિત ચદર પાથરી દેવામાં આવી હોય તેવો ભાસ થતો હતો.

ભુજંગસિંહ અને મદનસિંહને આ તળાવે રાહ જોતા ઉભા રહેવાને આજે રત્નીએ કહ્યું હતું અને ઠરાવ્યા પ્રમાણે અત્યારે તેઓ ત્યાં રાહ જોતા હતા. રત્નીએ પણ પ્રપંચ-જાળ પ્રસારી વિમળાને ખેતર દેખાડવાને બહાને સાથે લીધી હતી.

મધ્યાહ્ન થવા આવ્યો હતો તેથી સૂર્ય ધીમે ધીમે તાપ વધા-

સ્તો જતો હતો, પક્ષીઓ સૂર્યની ગરમીમાંથી બચી જવાને તળાવ ભણી દોડી જતાં અને કાંઠા ઉપરનાં વૃક્ષોની ડાળીઓમાં વિરામ લેતાં જોવામાં આવતાં હતાં. વિમળાનું કોમળ શરીર અત્યારે, પ્રસ્વેદ બિંદુઓથી રેબઝેબ થઇ ગયું હતું અને ઓઢણી તથા ચણિયો પણ નીચોવવા જેવાં થઇ ગયાં હતાં. તળાવના કાંઠા ઉપર ઉભેલા જુલ્મસિંહ અને મદનસિંહની દૃષ્ટિ માર્ગ ભણી તાકી રહી હતી અને બન્ને ક્યારે આવી પહોંચે એવી ઉત્સુકતાથી રાહ જોઇ રહી હતી.

થોડી વારે રત્ની અને વિમળા તળાવ પાસે આવી પહોંચ્યાં, એટલે મદનસિંહ નજીકના વડ પાછળ સંતાઈ રહ્યો, અને જુલ્મસિંહ આશાથી ધડકતે હૃદયે એકલો ઉભો. રત્નીએ તળાવના કાંઠા ઉપર ચડવા માડયું; વિમળાએ પાછળ ચડતાં ચડતાં પૂછ્યું:

"આપણા ખેતરનો રસ્તો તળાવ ઉપર થઇને જાયછે?" "હા." જવાબ મળ્યો.

થોડેક દૂર ગયા પછી વિમળાએ પૂછ્યું. "વારૂ પેલો ઘોડેસ્વાર કોણ હશે?"

"હશે કોઈ! આપણે એનું શું કામછે?"

થોડીએક પળોમાંતો રત્ની અને વિમળા જુલ્મસિંહ પાસે પહોંચ્યાં. રત્ની ઉભી રહી. વિમળા પણ ઉભી રહી. રત્ની બોલી:

"લ્યો સાહેબ! હું તો તમને સોંપુંછું. હવે તમે જાણોને એ જાણે!"

"કોને સોંપોછો રત્ની બા? તમે આ શું બોલોછો?" વિમળા આશ્ચર્ય ચકિત થઈ બોલી ઉઠી.

"પ્યારી! એતો મનેજ. હવે તારૂં દુઃખ મટી ગયું સમજવું. આવ મારી પાસે!" વિષયાંધ જુલ્મસિંહ વિમળા ભણી ગયો અને એનું કાંડું પકડવાને તેણે હાથ લંબાવ્યો.

"અરે, તમે આ શું બોલો? શું લુચ્ચી રત્ની! તેં મને છેતરી છો!"

રતનીએ હસતાં હસતાં કહ્યું:—" એમાં તને છેતરી શાની ? આ અહિંના પાટવીછે. એથી વધારે સારો તને કોણ મળવાનો હતો ?"

" અરે ચાંડાલિણી ! એ કદિ બનવાનું નથી ! હું મારો જીવ ખોઇશ પણ એ થવા નહિ દઉં ! "

" અરે પ્યારી ! એવી હઠ શાને લેછે ? પિતાજીને કહી હું તારી સાથે લગ્ન કરીશ અને પછી જોકે તને કેવું સુખ મળેછે ! "

" અરે શઠ ! અગ્નિ ઉઠી એ તારા સુખમાં. મને અહિંથી જવાદે નહિતો જીભ કરડી આપઘાત કરીશ. "

" અરે પ્યારી ! એમ થાયે કે?" જુલ્મસિંહે વિમળાનું કાંડું પકડયું. વિમળાએ તે છોડાવવાને હાથ તરછોડવા માંડયો પરન્તુ શ્રમ વૃથા ગયો. સતીની વિશુદ્ધિ કેટલેક અંશે કલંકિત થઇ. હવે શું કરવું તે માટે સતીની મતિ મુંઝાઈ જવા લાગી. અત્યારે જુલ્મસિંહના જુલ્મ આગળ પાતિવ્રત્ય નહિ સચવાય એમ તેને જણાયું. છેવટ વિષપાંશ જુલ્મસિંહને લાલચ આપી ઠગવાની યુક્તિ વિમળાને પસંદ પડી.

" બસ, હવે તમે ખરેખરા ક્ષત્રીછો, એવી મારી ખાત્રી થઇ. માટે તમને વરવાને હું ખુશી છું. "

" વાહ ! તારા કરતાં હવે વધારે સમજુ કોણ ? તેં પણ મારી ખરેખરી પરીક્ષા કરી. અહીં આવ. બેશ મારી પાસે !"

" ના, હજી વાર છે. તમે, પ્રથમ આ તળાવમાં નાહીને શુદ્ધ થાઓ પછી આપણે આ તરવાર ફરતા ચાર ફેરા ફરિયે. "

" વાહ ! એમાં શું ? " જુલ્મસિંહ કપડાં ઉતારી તળાવમાં પડયો.

——:૦:——

# પ્રકરણ ૨૫ મું.

## સરદારસિંહ સાથે ઝપાઝપી.



સરદારસિંહના હાથ નીચેનું બ્હારવટીઆઓનું મોટું મંડળ પત્થરની ખાણુમાં રહીને દિવસો ગાળતું હતું. લાગ પડે તો વટેમાર્ગુઓને તે લૂંટતું અને આસપાસના પ્રદેશમાં ત્રાસનો પ્રસાર કરી મૂકતું.

પોલિટિકલ એજન્ટ ટૉડ સાહેબની સ્વારી ફરતી ફરતી આનંદગઢ આવી પહોંચી. આનંદગઢ એ રમણપુરના તાબાનું ગામ હતું, તેથી કૃપણરાયને પૂરી ચિન્તા થઇ અને હવે આંખ ઉઘડી હોય તેમ લાગ્યું. રમણપુરના સ્ટેટમાં એકકે ગામડામાં કૃપણરાયનો કારભાર પ્રજાને સુખદ નહોતો પરન્તુ રાંકડી પ્રજા અધિકારના બળરૂપી પત્થર નીચે દબાઇ રહી હતી અને તેથી ચેં કે ચૂં કરી શકતી નહોતી. કૃપણરાય સારી પેઠે જાણતો હતો કે પોતાના સ્વાર્થની નીચે પ્રજાના કલ્યાણનો અંશ પણ થતો નથી અને તેથી પ્રજાના દુઃખના પોકાર કરતી ખળભળી રહી છે, પરન્તુ પોતાની શક્તિના અભિમાનને લીધે પોતાના એવા વિચારને તે તુચ્છ ગણી હૃદય મંદિરમાંથી કાઢી મૂકતો હતો. સાહેબ આનંદગઢ આવ્યા છે અને તેથી પ્રજા કદાચ ઉછાળો મારી અરજીઓ કરશે તો પોતાનું સઘળું પોગળ વેરાઇ જશે અને પરિણામે ખુવાર થવા વખત આવશે, એવી માન્યતાએ કૃપણરાયના કૃપણ અને સ્વાર્થી મગજને ભ્રમાવ્યું. ખરેખર, લોકો પણ અંતરના આર્તનાદથી ટાંપી જ રહ્યા હતા, અને બહાર પડવાનો ક્યારે વખત આવે એવી આશામાં ચિંતાતુર રહ્યા કરતા હતા. જો કૃપણરાયની બુદ્ધિએ પ્રજાના વિચાર ઉપર અંકુશ ન મૂક્યો હોત તો ખ-

રેખર તેઓ ખુલ્લા પડી રમણપુરના આ-ખા રાજ્યનું પોગળ વેરી નાંખત.

પ્રજા ચેં કે ચૂં ન કરતાં જેવી રીતે અત્યાર સુધી દબાઇ રહી છે તેવી જ રીતે આ વખત દબાઇ રહે તેવી યોજનાને માટે કૃપણ-રાયે અમલસિંહને સમજાવી તૈયાર કર્યાં.

"સાહેબ ! પોલિટિકલ આનંદગઢ આવનાર છે, માટે આપે ત્યાં જવું પડશે !"

"મારે ત્યાં જવાનું શું પ્રયોજન છે ભલા ? કાંઇ ખુલાસા મે-ળવવાની જરૂર હોય તો તમે જ જાવ."

"સાહેબ ! હજી આપ સમજતા નથી. સાહેબ આપણા પરગ-ણામાં ફરવા નીકળનાર છે જેથી એમની સાથે રહી આપે એમને સઘળી બાબતની સમજણ આપવી જોઇશે. હજી તેઓ નવા છે એ-ટલે રાજ્યપ્રકરણી બાબત પૂરી નથી સમજતા."

"એમના સિરસ્તેદાર હશે તે એમને નહિ સમજાવે ? એમાં આપણું શું કામ હતું."

"મહારાજ ! આપ તો ભોળા છો ! રાજ્યની વાતો છે. દફત-રમાં કાંઇ ભૂલ-ચૂક રહી ગઇ હોય તો આપ સાથે હો તો સાહેબ તેને માટે કાંઇ ન બોલે ! ઘણાખરા વહિવટદારો હજી નવા છે એ-ટલે આપણું કામ હજી પૂરેપૂરૂં નિયમિત નથી."

"પણ સાહેબ સાથે અંગ્રેજીમાં વાતચિત કરવા માટે તો ત-મારી ત્યાં જરૂર પડશે જ."

"હા. આપ આજ પધારો. હું કાલે આવીશ. જે એક દિવસ દર્મ્યાન હું અહીંનું દફતર તૈયાર કરી નાખું !"

"શું અહીંનું દફતર તૈયાર નથી !"

કૃપણરાય બોલતાં પકડાયો, મુખ વીલું થઈ ગયું

છે ! સાથે પચાસ સ્વાર લઇશ ! એ લુચ્ચાઓના શું ભાર છે ?"

છેવટના વિચારે જવાનું નક્કી કર્યું એક સીગરામ અને તેની સાથે પચાસેક સ્વારો લીધા. સિરસ્તેદારોને અને કારકુનોને સંતોષવાની ખાતર કેટલીએક રોકડ પણ સાથે લીધી હતી.

આસપાસ રાખવામાં આવેલા કેટલાએક ભોમિયાઓ દ્વારા રાજાના આનંદગઢ જવાના સમાચાર સરદારસિંહને મળ્યા એટલે સઘળું મંડળ એકઠું થયું અને વાદવિવાદની શરૂઆત થઈ.

"સરદારસિંહ ! વેર વાળવાનો આવો સારો અવસર ફરીને આવવાનો નથી માટે સાંજ પડતાં પહેલાં સઘળું મંડળ ઠેક ઠેકાણે ગોઠવાઈ જવું જોઇએ." બાવીશેક વરસની વયનો એક જુવાન રજપૂત બોલી ઉઠયો.

સરદારસિંહે કાંઇ પણ જવાબ ન વાળ્યો અને લાંબા વિચારમાં ગુંથાઇ ગયો હોય તેવો દેખાયો.

"નાયક આમ બાયલાની જેમ કાંઇ બોલે નહિ એ શું આપણ રજપૂતને છાજે ? કાલ સવારે રૂપાળું રાજ્ય જેવું રાજ્ય ગયું છે અને આવો પ્રસંગ ચૂકવો એવી મૂર્ખાઇ હવે કોણ કરશે ?" પાકેલ ઉમ્મરનો એક જુવાન આંખો ચગચગાવતો બોલ્યો.

"લાલસિંહ દરબાર ! હું બાયલો નથી. રાજ્ય ગયું છે એ વાત તો મારા અંતરમાં શલ્યની જેમ ચોંટી ગઇ છે. વેર લેવાને માટે આપણે આ ધંધો આદર્યો છે એ આપણે કયાં નથી જાણતા ?" સરદારસિંહે જવાબ આપ્યો.

લાલસિંહ બોલ્યો–"ત્યારે એમાં વિચાર શું કરછ ? થા ઉભો અને બાંધ તરવાર ! ગએલું રાજ્ય પાછું ન મેળવિયે ત્યારે આપણે રજપૂત શેના ? હાં. થા. બેઠો !" લાલસિંહ ઉભો થયો અને સરદારસિંહનું કાંડું ઝાલી તેને બેઠો કરવા લાગ્યો.

ફરી બોલતા હતા તેઓ સઘળાનાં મુખ વીલાં થઇ ગયાં અને સરદારસિંહના બોલ તેમના હૃદયમાં ધાર્મિક વૃત્તિથી જડાઇ ગયા.

પોતાના મતનો વિજય થયેલો જોઈ પેલા ડોસાના મુખપર ચળકાટ પ્રસરવા લાગ્યો અને બિલાડીની આંખોની જેમ તેની આંખો વિકસવા લાગી. મ્હોંપર લોહીના અંકુરો ફૂટી આવ્યા અને અવસ્થાને છાજતા જુસ્સાથી તે બોલ્યોઃ—"આમ પૂરો વિચાર કરવાનો છે. નિર્દોષોને કનડવાનો આપણો ધરમ નથી. તેમાંએ જો રમણપુરની રૈયત હોય તો પણ કેટલેક દરજ્જે ઠીક પણ આ તો રાજા–થોડા વખત પહેલાંનો આપણો માથાનો મુગટ, કે જે બિચારો એ કુકર્મી અધિકારીના કામ જાણતો નથી તેને સંતાપવો એ જરા અણઘટતું કહેવાય."

ડોસો એટલું બોલી શાંત પડયો. સહુ સમજી ગયા કે અત્યારે સઘળી વાત મુલતવી રહી. આખું મંડળ ઉભું થયું અને માંહેથી કોઇક બોલ્યું.

"કાકા! પણ રાજા સાથે દીવાન પણ હશે તો?"

"તો શી હરકત છે? ખબર મુજબ તો દીવાન સાથે જણાતો નથી તેમ છતાં કદાચ હોય તો અલ્યા રામસિંહ!"

રામસિંહ પાસે આવ્યો.

"તું સુંદરપુરની નજીક ભીખારીને વેશે જઇને રહે અને દીવાન સાથે હોય તો અમને આવીને ચેતાવજે."

સઘળું મંડળ વેરાઇ ગયું. રામસિંહ સુંદરપુર ભીખારીને વેશે ગયો અને રાજાની સ્વારીની રાહ જોતો બેઠો.

અમલસિંહ સાથે દીવાનને જવાતું ન હતું તેથી બારવટીઆઓને આ યોજના કાંઇ પણ કામની નહોતી. સાંજ પડયાં પહેલાં રાજાની સ્વારી સુંદરપુરને પાધર થઇને નીકળી પણ દીવાન દેખાયો નહિ જેથી સરદારસિંહને ચેતાવવા જવાની રામસિંહને જરૂર પડી નહીં. સ્વારી

ગઇ એટલે રામસિંહ કાંઇક લોક–વાયકા સાંભળવાની ખાતર ગામમાં ગયો.

આજે તો રામસિંહને સુંદરપુર કાંઇક નવા જેવું લાગ્યું. ગામમાં ઠેકાણે ઠેકાણે ભભકો કરી દેવામાં આવ્યો હતો. રસ્તાઓ સાફ સૂફ કરી મોટા મોટા રસ્તાઓ ઉપર કપડાના તાક વાળી દઇ તે ઉપર ધ્વજા પતાકાઓની રચના પણ કરી દેવામાં આવી હતી.

આ સઘળું, દીવાન સુંદરપુર આવનાર હોવાથી, થતું હતું. આનંદગઢ જતાં માર્ગમાં સુંદરપુરથી કેટલાએક પગી અને સ્વારોને સાથે લેવાના હતા અને ત્યાંના વહીવટદારને પણ દીવાન સાથે આનંદગઢ જવાનું હતું. દીવાન આવે અને અર્ધો દિવસ રોકાય તો એને મન સારૂં લાગે એવા હેતુથી આ સઘળો ભભકો કરવામાં આવ્યો હતો.

દીવાન પણ બીજે દિવસે આનંદગઢ જનારછે. એ વાત મેળવીને રામસિંહ સરદારસિંહને મળ્યો. સરદારસિંહ અને આખું મંડળ આનંદ સાગરમાં ડુબકાં મારવા લાગ્યું અને આનંદ સાથે સહુના શરીરમાં શૌર્ય વ્યાપી રહ્યું.

રમણપુરના કેટલાએક સ્વારો અને વળી સુંદરપુરના માણસો મળી તેઓની સંખ્યા ઘણી મોટી થઇ જશે એવી માન્યતાથી રાતોરાત કરસન પટેલને માણસ મોકલી ડુંગરીવાળી ટુકડી સરદારસિંહે બોલાવી લીધી, અને સવાર પડતાં આખા મંડળના નાના નાના વિભાગો કરી જૂદે જૂદે ઠેકાણે તેમને રાખ્યા. સુંદરપુરથી એકાદ ગાઉને છેટે આવેલા એક વડ નીચે બે સ્વારોને રાખવામાં આવ્યા. દીવાનની સ્વારી સુંદરપુરથી છૂટે કે તરતજ સહુને ચેતાવી દેવાનું કામ તેમને સોંપવામાં આવ્યું હતું. રમખાણ મચાવવાનું સ્થળ ખાણથી એક કોસ દૂર રાખવામાં આવેલું હતું, કારણ કે ત્યાંથી નજીકમાં એકકે

ગામડું નહતું અને વળી સંતાઇ રહેવાની જગ્યાઓની અનુકૂળતા પ-ણ નજીકમાં સારી હતી. કરસન પટેલની આખી ટુકડીને ઉત્તર દિ-શામાં આવેલા એક કોતરમાં રાખી હતી અને રમખાણની શરૂઆત થયા પછી તેમને બહાર નીકળવાનું હતું. સરદારસિંહ માત્ર પાંચ–સા-ત સ્વારો સાથે કેટલાએક વૃક્ષોના થડની પાછળ સંતાઇને ઉભો હ-તો અને બહાર પડવાની શરૂઆત કરવાનું કામ તેણે માથે લીધું હતું. બાકીના મંડળ માંહેના માણસોને છૂટા છવાયા ગોઠવી દેવામાં આવ્યા હતા જેઓને ધીરે ધીરે બ્હાર આવવાને ફરમાવવામાં આવ્યું હતું.

પોતે ધ્યાનમાં ન આવી જાય એવા હેતુથી રૂપણરાયે સિપાઇના વેશમાં ઘોડા ઉપર સ્વારી કરી હતી અને સીગરામમાં રમણપુરના ફોજદારને અને સુંદરપુરના વહિવટદારને રાખવામાં આવ્યા હતા. મ-ધ્યાહ્ન થયા પછી સૂર્યની ગરમી કાંઇક ઓછી થવા લાગી તે વખતે આખી સ્વારી બારવટીઆઓથી ઘેરાઇ. સરદારસિંહનો ઘોડો લસ્કર દેખી ખોંખાર્યો. તરતજ સરદારસિંહ નીકળ્યો અને તેની પાછળ પાંચ સાત સ્વારો પણ નીકળ્યા. સ્વારોના શસ્ત્રો ખખડ્યા અને થોડીક પ-ળમાંતો સહુના હાથમાં તરવારોનો ચળકાટ નૃત્ય કરવા લાગ્યો. સર-દારસિંહ સીગરામ ઉપરજ ધસ્યો અને હાંકનારે બળદને મારી મૂક્યા. સરદારસિંહ અને એની સાથેના સઘળા સ્વારો સીગરામની પાછળ પડ્યા અને તેમની પાછળ દીવાનના કેટલાએક સ્વારો પડ્યા.

એવામાં કરસન પટેલની ટુકડી બહાર પડી અને આસપાસનાં છૂટાં છવાયાં માણસો પણ દોડી આવ્યાં. ઘોડા દોડાવીને ધસી આવ-વાની જંગલી અને ભડકાવી નાંખે એવી રીતથી દીવાનના માણસો ગભરા થઇ આસપાસ નાસવા લાગ્યા. કરસનના માણસોએ નાસતા સ્વારોના અંગ પોતાની તરવારોથી છૂદા કરવા માંડ્યા અને ખરે-

ખરૂં રોણ મચી રહ્યું. ઘોડા ઉપર સ્વાર થએલો કૃપણરાય આ સઘ-ળું જોઇને બીધો અને ગભરાયો. બીજા સ્વારોની પેઠે પોતે જો ધામાં આવી જશે તો ભૂંડું થશે એવી ધાસ્તીથી એણે પણ ઘોડો મારી મૂક્યો.

બીજા સ્વારો આજુ બાજુ નાસવા લાગ્યા ત્યારે કૃપણરાયે પોતાનો ઘોડો સિદ્ધે માર્ગે દોડાવ્યો, અને થોડી એક પળમાં રોણમાં-થી બચી જવા પામ્યો. એવામાં બાજુના એક વૃક્ષ પાછળ સંતાઇ રહેલા એક બ્હારવટીઆએ પોતાનો ઘોડો માર્ગપર આડો દોડાવ્યો અને કૃપણરાયના માર્ગને ભેદીને નજીક આવતાં તરવારના એક અ-ફળાટ સાથે તેના ડાબા હાથનું કાંડું કાપી નાંખ્યું. બચી જવા પા-મ્યાના આનંદમાં, છુપાઇ રહેલા બારવાટિયાની ગતિને ન પીછાણનાર દીવાન ઘવાયો !

સીગરામ પાછળ સરદારસિંહ પડચો હતો અને તેની પાછળ દીવાનનાં માણસો પડચાં હતાં, પરન્તુ પાછળ સંખ્યાબંધ બારવટી-આઓને બ્હાર પડેલા જોઇ તેમાંના કેટલાએક પોતાના દીવાનનો બચાવ કરવા ખાતર પાછા ફર્યા અને માત્ર બે ત્રણ જણ સરદારસિં હની પૂઠ પકડી રહ્યા.

સીગરામ બહુ દૂર નીકળી ગયો પણ સરદારસિંહ પાછો ફર્યો નહિ. છેવટ ભડકેલા બળદ એક વૃક્ષ સાથે અથડાયા અને તેની સાથે સી-ગરામ અટક્યો. માત્ર એકજ મીનીટમાં સરદારસિંહ પહોંચ્યો અને સાંહે બેઠેલા ફોજદાર અને વહિવટદારને ઠાર કર્યા.

ઘાયલ થયા હતા. મરાએલાને દાટી દઇ સઘળા જણ મુડદાનાં ગળ-વાં સંભાળવામાં રોકાયા. સરદારસિંહ બે સ્વાર સાથે અટકી ગએલા સીગરામ પાસે ગયો અને દીવાને સાથે લીધેલી રોકડ લેઇ આવ્યો.

માત્ર અર્ધાજ કલાકમાં સઘળું મંડળ ખાણમાં પેસી ગયું અને ફેરસન પોતાની ટુકડી સહિત ડુંગરી તરફ રવાના થયો.

—:૦:—

# પ્રકરણ ૨૬ મું.

—

## અઘોર જંગલમાં એકલી વિમળા.




લ્મસિંહ સાથે પરણવાનું વિમળાએ કબૂલ કર્યું અ-ને જુલ્મસિંહ તળાવમાં ન્હાવા પડ્યો એટલે રતી માર્ગે પડી. જ્યાં સુધી તરવાર ફરતા ફેરા ન ફરી રહે ત્યાં સુધી બહાર પડવાનું મદનસિંહે ઉચિત ધાર્યું નહિ, જેથી તે પણ હજી ગુપચુપ બેસી રહ્યા હતા. જુલ્મસિંહને તળાવમાં પડેલો જોઇ વિમળાએ તેની તરવાર હાથમાં લીધી અને ઘોડા ઉપર સ્વારી કરી. વિશુદ્ધિનું રક્ષણ કરવા માટે ક્રોધાક્રાંત થએલા મુખવાળી અને પ્રચંડ શરીરવાળી વિમળાનું સ્વરૂપ ખરેખરૂં ચંડિકા જેવું ભાસવા લાગ્યું! હસ્તમાં ચળકી રહેલી તરવાર પણ આ સ્વરૂપને ખીલવવાને પૂરેપૂરી સાહાય્ય કરતી જણાઇ.

વિમળાને ઉઘાડી તરવારે અશ્વારૂઢ થએલી જોઇ મદનસિં-હ બૂમો પાડતો બહાર પડ્યો. તળાવમાં સ્નાન કરતો જુલ્મસિંહ પ-ણ ચમક્યો અને કિનારા બાજુ દૃષ્ટિ કરતાં એના પણ હાંજા ગગડી ગયા. થોડેક દૂર સુધી ગએલી રતીએ બૂમ સાંભળી એટલે પાછું

જોયું. તે પણ બીધી અને લુચ્ચી કાંઈક અનર્થ કરશે તો મારે માથે પડશે એમ ધારી મૂઠીઓ વાળી નાઠી.

“અરે ઓ લુચ્ચી! ઉભી રહે! ઉભી રહે! એમ તે તું ક્યાં નાશી જવાની હતી?” બૂમો પાડતો જુલ્મસિંહ કિનારે આવ્યો.

“અરે જુલ્મસિંહ! જુઓ તો ખરા આતો રાંડ ઠગવાનું કરેછે!”

“અરે એમ તે એ લુચ્ચી ક્યાં જવાની હતી?” જુલ્મસિંહ અને મદનસિંહ બન્ને દોડ્યા. વિમળાના હાથમાં તરવાર જોઇ બન્ને ચમક્યા પણ કામાંધ બુદ્ધિ જુલ્મસિંહે શરીરના રક્ષણનો વિચાર ન કર્યો.

“અરે ઉભી રહે હવે! લુચ્ચી!” એમ કહેતાં કહેતાં જુલ્મસિંહે ઘોડાની લગામ પકડી. મદનસિંહેતો તરવાર જોઈ દોડવાની ગતિ મન્દ કરી નાંખી હતી તેથી તે પાછળ રહી ગયો હતો અને જુલ્મસિંહે તેને પકડેલી જોઇ ધીમે ધીમે પગલે ચાલ્યો આવતો હતો.

“અરે મદનસિંહ! ચાલ, ચાલ, આતો રાંડ નાશી જાયછે!”

“અરે એમ તે ક્યાં જશે? પાડો, ટાંટિયો પકડીને નીચે! ગમે તેમ તોય ઓરત જાત!” મદનસિંહે દૂરથી પ્રત્યુત્તર આપ્યો.

જુલ્મસિંહે ઘોડાને ઉભો રાખ્યો અને કાંડું પકડી વિમળાને નીચે પાડવાને મથવા લાગ્યો.

“અરે દુષ્ટ! જો જીવતા જવાની ઇચ્છા હોય તો મને અડક નહિ; નહિતર આ તારીજ તરવારથી તું તારો પ્રાણ ખોઇશ!”

“અરે! એમ તે શું કંઇ નમાલા છૈયે કે તું વચન આપીને નાશી જાય?” જુલ્મસિંહે વિમળાને નીચે પાડવા જોરથી આંચકો માર્યો.

“લે ત્યારે?” એમ કહી વિમળાએ તરવાર ઉગામી. જુલ્મસિંહ બ્હીનો. પોતાને તે છોડી દેછે કે નહિ તેની રાહ જોવા ખાતર ઘાવ કરતાં વિમળા તરવાર ઉગામી રહી.

"અરે મદન ! દોડ દોડ ! આતો રાંડ ગજબ કરશે !"

મદનસિંહ બ્હીનો તેથી ઘોડાથી દૂર ઉભો રહ્યો. નકામો જીવ ખોવાની હિંમત તે ચલાવી ન શક્યો. "અરે સાહેબ ! મૂકી દોને ! એનામાં તે શું માલ હતો ? વળી હજાગે એવીને એવી મળી રહેશે !"

આશામાં લુબ્ધ થએલા કુસુમસિંહે, મૃત્યુ મસ્તકપર ભ્રમતું હોવા છતાં વિમળાનું કાંડું ન છોડયું અને છેવટે શૂરી ક્ષત્રિયાણીએ કામાંધ ક્ષત્રીના હાથ ઉપર ઝાટકો માર્યો. તરવાર વાગતાંજ કુસુમસિંહે અચેત હાથે વિમળાને પકડી રાખવાનું છોડી દીધું અને ઘા સખત વાગેલો હોવાથી તેમાંથી રૂધિર પ્રવાહ ચાલ્યો. મદનસિંહ તો આ જોઇ ગામ ભણી નાઠો અને વિમળા અશ્વને દોડાવી ચાલી ગઇ. કુસુમસિંહ બેભાન થઇ ધરણીપર ઢળી પડયો.

સાંજ પડતાં પહેલાં અશ્વારૂઢ થએલી વિમળા પાંચ–સાત કોસ નીકળી ગઇ. કુમારને વાગેલું છે તે વાતની ખબર પડતાં પકડવાને પાછળ વાર આવશે, એવી ધાસ્તીમાં તેણે આગળ ચાલ્યાંજ કર્યું. માર્ગમાં ઘોડાને બહુ દોડવું પડયું હતું તેથી તે થાકી ગએલો જણાતો હતો અને મન્દ પગલાં ભરતો હતો. પોતે કોઇક વાર જ ઘોડે બેઠેલ એટલે તેના શરીરના સાંધાઓ પણ દુખવા આવ્યા હતા. પોતાને ઘોડે બેઠેલ જોઇને, વળી કોઇ વટેમાર્ગુ વહેમાશે તો પીડા થશે, એ ભય વિમળાના હૃદયમાં રમ્યા કરતો હતો. ભૂત તથા ભવિષ્યના તર્ક–વિતર્કોની સાથે રસ્તો કપાતો જતો હતો.

દિવસ અસ્ત થયો. અંધકારનું રાજ્ય સર્વત્ર ફેલાવા લાગ્યું. બીજનો ચંદ્રમા થોડીએક વાર ડોકિયું કરી ચાલ્યો ગયો, અને સૃષ્ટિનું સામ્રાજ્ય પોતાના અનુચરોને–તારાઓને સોંપી ગયો; પરન્તુ નાયકવિનાના અનુચરો તિમિરનો નાશ કરવાને નિષ્ફળ નીવડતા હતા. રાત્રિ અંધકારમય થઇ જવાથી તારાઓનો વિકાસ ચક્ષુઓને આહ્લાદક

થઇ પડતો હતો અને આકાશમાં રત્ન જડિત ચંદની બાંધી હોય એવો આભાસ થતો હતો.

રાત્રિ પડી જવાથી વિમળાએ આગળ ચાલવું બંધ કર્યું. સ્ત્રીજાતિ હોવાથી ઘોડાને સાથે રાખવામાં વિમળાએ સહીસલામતી માની નહીં. ઘોડાને પાસેના મેદાનમાં રખડતો મૂક્યો અને પોતે એક ઘટાદાર વડના ઝાડનીચે ઘોડાની ગાદી પાથરી સૂતી. તરવારને ઝાડની એક બખોલમાં સંતાડી. આખા દિવસના પરિશ્રમથી ભૂખ તો પૂરેપૂરી લાગી હતી, પણ જંગલમાં કંઇ પણ ખાવાનું મળી શકે તેમ નહેતું. પડેલા દુઃખનો વિચાર કરતાં તેનું હૃદય ભરાઇ ગયું પણ છેવટે પોતે પાતિવ્રત્ય સાચવવાને ભાગ્યશાળી થઇ તેથી દુઃખોનું વિસ્મરણ થતાં કેટલેક અંશે હૃદયમાં આનંદ પ્રવર્ત્યો.

પરિશ્રમ અને ક્ષુધાને લીધે સ્વાભાવિક રીતે નિદ્રા આવે તેમ ન હતું, પરન્તુ ભવિષ્યમાં શું થશેઃ એ તર્કોએ દોલાયમાન કરેલા તેના મગજે નિદ્રાનો સત્કાર ન કર્યો અને ક્ષુધા અને પરિશ્રમને ન ગણકાર્યાં. અંતર્નાં દુઃખે બાહ્ય–શારીરિક દુઃખોની તુલના ન કરી. એકાકિની સ્થિતિએ હૃદયોર્મિઓને ઉછાળી.

" અરેરે ! મારી કેવી કેવી સ્થિતિ થઇ ? અને હજી કેવાં કેવાં દુઃખો મારે વેઠવાનાં હશે ? હાય ! હાય ! શું આની કારણભૂત મારી કુલટાભોજાઇ જ ?! "

" અરે ! સ્વામીનાથ શું કરતા હશે ? હાય ! હાય ! તેમને મારા વિયોગથી કેટલું દુઃખ થતું હશે ? ખરેખર પ્રેમ એ જ ખરાબ ચીજ છે ! જો પ્રેમ ન હોત તો અંતર્ને આટલી વ્યથા ન થાત ! પણ પ્રેમ એ સંસારને તરી જવાનું નૌકારૂપ સાધન છે, એ હું કેમ ભૂલી જાઉં છું ? ત્યારે શું એ કૂર પ્રેમની ખાતર વિરહિત દશામાં અંતર્ને વ્યથા ઉપજાવવી ? "

વિરહિત દશા વિષેનો વિચાર થતાં વિરહિત વિમળાનું અંતર દુઃખ સ્ફુરાયમાન થયું. વિચારમાં ચક્ષુઓ સ્થિર બની, ખીલેલી ચાંદનિ સામે નીહાળી રહી. વિચાર-તરંગથી ઉભરાતો હૃદય-સાગર શાંત ન થતાં વધારે ને વધારે ઉછળી રહી શરીર-સૃષ્ટિને જળમય-દુઃખમય કરવા લાગ્યો. તરંગથી ઘુંઘવાઈ ગએલું હૃદય ચક્ષુઓ દ્વારા જળ છલકાવવા લાગ્યું અને ધારાઓ કપોલ-પ્રદેશપર વહન કરવા લાગી. ચિત્ત ગભરાવા લાગ્યું. સ્વામીના પ્રેમનું સ્મરણ થતાં દુઃખનો પાર રહ્યો નહિ. સ્વામીની શું દશા હશે એ પ્રેમી વિચારે મગજને ભ્રમાવ્યું.

"અરે વ્હાલા! મારાથી-મારા વિરહથી તમને દુખ થયું હશે; તમારા દુઃખની કારણભૂત હું જ થઇ હઇશ! પ્રેમ-ગ્રન્થી આ- આપના હૃદયમાં ખૂંચતી હશે! અરેરે! શું હું તમને પણ દુઃખ દેવાને જ સરજે[illegible]નો? બેનશીબ મારા ભાગ્યમાં હશે ત્યાં સુધી દુઃખી થઇશ પણ ત્યા સુધી તમને પણ હું કાંઇ થોડી દુઃખી કરવાની છું? અને કદાચ આમાંથી મારૂં મૃત્યુ થયું તો?"

હૃદયોદ્ગાર બંધ થયા. મ્હોં સેવાઈ ગયું. છેલ્લા પ્રશ્ને વિચાર-તરંગને થોડીએક વાર ઉછળવા દીધા.

"હાં! તો શું તમે મારા ગયા પછી સુખી થશો? પ્રેમ તમને સુખ થવા દે એવી કલ્પના પણ આ દુષ્ટ મન કરી શકતું નથી! ત્યારે શું જીવન પર્યંત તમને દુઃખી કરવાનેજ ક્રૂર ઇશ્વરે આપણો સંબંધ બાંધ્યો?!"

હૃદય ભરાઇ ગયું. પ્રેમી પતિના દુઃખનો વિચાર કરતાં પોતાનું દુઃખ થોડીએક વાર વિસર્યું. ભવિષ્યના અનેક તર્ક-વિતર્ક થવા લાગ્યા અને ભૂત કાળના દેખાવો નજર સમક્ષ ખડા થઈ રહ્યા. મગજની ઘેલછા વિચારને લીધે વધી. આંખો મિંચાઇ ગઇ. અંતશ્ચક્ષુઓ ઉઘડ્યાં તો સર્વત્ર પ્રકાશ મિશ્રિત અંધકાર વ્યાપ્ત થએલો માલૂમ પ-

ડયો. અર્ધ જાગૃત સ્થિતિમાં સુખ દુઃખના સ્વપ્નનો અનુભવ થવા લાગ્યો.

એક બાજુથી જયસિંહની દીવ્ય મૂર્ત્તિ અને બીજી બાજુથી લલિતાની આનંદી મૂર્ત્તિ સ્વપ્ન-સૃષ્ટિમાં ખડી થઇ. વિમળાની બન્ને ચક્ષુઓ ઉભય પક્ષે આકર્ષી. પ્રથમ સખી સાથે બોલવું કે પતિ સાથે એ માટે મુંઝાવા લાગી; તોપણ છેવટે બન્ને આંખો પતિ તરફ સહસા વળી અને લલિતાની ગણના ઓછી થઇ. પોતાને ન ગણકારતાં પતિ સાથે વાત કરવા મંડી ગઇ એથી લલિતા વિમળાની મશ્કરી કરતી જણાઇ અને એ સાંભળી વિમળા શરમાઈ, તેથી અર્ધ નિદ્રામાં પણ અંગ સંકોચાયું અને હૃદય ક્ષોભિત થયા જેવું જણાયું.

નિદ્રામાં પતિ-દર્શનથી વિમળાને આનંદ થયો અને પોતે પતિને સપ્રેમ કંઠ-દાન કરવા લાગી. પતિના મુખના સ્મિતે સતીના મુખના સ્મિતને આકર્ષ્યું. પતિના મુખમાંથી સરી પડતી વચોદ્રા આ વિમળા સ્વ હૃદય-પાત્રમાં ઝીલી લેવા લાગી.

“ તારા ગયા પછી મારૂં શરીર શુષ્ક સ્થિતિને પર્યાપ્ત થયુંછે, જે તું જુએછે. સત્પ્રીતિથી મને આટલું દુઃખ થયું તો તને તો આવી નિરાધાર સ્થિતિમાં ઘણું દુઃખ થયું જ હશે. પાતિવ્રત્ય સચવાયું એટલે બસઃ દુઃખ ખમ્યાનું સાર્થક થયું ! ”

“ આપનું કહેવું સત્ય છે. પત્નીના જીવતરનું સાફલ્ય, તેનું પાતિવ્રત્ય નિષ્કલંકિત રહે, તેમાં જ સમાએલું છે; અને બીજું સાફલ્ય પતિ-ભક્તિમાં રહેલું છે. બાહ્ય રીતિની ભક્તિ કલંકિત ગણાય છે. ખરેખરી ભક્તિ તો તે જો અંતરની હોય તો જ ગણાય. આ આંતર ભક્તિનો ખોરાક સત્પ્રીતિ છે અને એ સત્પ્રીતિના ખોરાકથી જ એક દમ્પતી પોતાનો સદ્ધર્મ પાળી આ સંસારમાં ચિરંજીવી થઇ રહેછે. ”

“ જેવી રીતે પત્નીના જીવનનું સાફલ્ય તેં કહ્યું તેમાં સમાએલુંછે તેવી રીતે પતિના જીવનનું સાફલ્ય પણ પત્ની ઉપરની પ્રીતિમાં

જ રહેલું છે. પતિની સ્થિતિ ઉચ્ચતર માની પત્નીની સ્થિતિ કાંઇ ગૌણ માનવાની નથી. આધુનિક સમયમાં જે મૂર્ખ પતિઓ બિચારી મુગ્ધાઓને સંસારમાં ગુલામડીની સ્થિતિએ પહોંચાડે છે તેઓ ખરેખર ઇશ્વરના અપરાધી થાય છે!"

"નાથ! સ્ત્રીઓની પ્રસંશાથી આપ મને લજ્જિત કરી, મૂક રહેવાને જરૂર પાડોછો." વિમળાએ પ્રેમ સહિત પતિના શરીરને ગાઢ આશ્લેષ કીધો.

આનંદની ગોષ્ઠિ ચાલી રહી. સ્વપ્નમાં પણ સતી પતિ-દર્શનથી આનંદ પામવા લાગી, અને થોડીએક વાર પડેલાં દુઃખોને વિસ્મરી પોતે અખંડ સુખની ભોક્ત્રી થઇ હોય તેમ લાગ્યું.

"વ્હાલી સખી! હું તો કાંઇ જ હિસાબમાં નહિ કે?"

પાછળથી લલિતા બોલતી સંભળાઇ, અને વિમળા શરમથી નીચું જોવા લાગી. પતિને છોડી સખી સાથે વાત કરવાથી પતિ જતા રહેતાં આનંદનો નાશ થશે એ બીતિથી સખીની સામું પણ તેણે ન જોયું.

લલિતા તેને વધારે મ્હેણાં મારવા લાગી. નિર્લજ્જ કહીને લજ્જિત થવા સુચવવા લાગી અને વધારે મશ્કરીઓ કરવા લાગી. વિમળા તેનાં વચનો ઉપર હસવા લાગી.

કેટલોએક વખત આ આનંદ અખંડિત રીતે ચાલુજ રહ્યો: પતિ-પત્ની એક મેકના મેળાપથી અને મુખ દ્વારમાંથી વહેતા વચનામૃતથી આનંદિત થવા લાગ્યાં-કૃત્રિમ પણ અખંડ સુખ ભોગવવા લાગ્યાં. એવામાં પાસેના રસ્તા ઉપર ઘોડાના દાબડાઓનો અવાજ સંભળાવા લાગ્યો. વિમળાની આંખો ઉઘડી ગઇ. નિદ્રા અને તેની સાથેનું સ્વપ્ન અદ્રશ્ય થયું. સ્વપ્નનું ક્ષણિક સુખ ભોગવવાને પણ પોતે ભાગ્યશાળી નથી એવો વિચાર આવતાં મુખપર ગ્લાનિનો પડદો પથરાઇ ગયો. ચક્ષુદ્વાર ઉઘડતાં જંગલનો અંધકાર સત્વર તેમાં પેઠો અને

આખું વિશ્વ અંધકારમય ભાસવા લાગ્યું. આનંદથી પ્રકાશિત થએલ હૃદયમાં પુનઃ દુઃખ-તિમિરનો સંચાર થયો.

ઘોડાઓના ડાબડાના અવાજથી ત્રસ્ત થઇને એક હરિણી દોડતી દોડતી વિમળા સૂતી હતી તે વૃક્ષ નીચે આવીને કાન ઉંચા કરી ઉભી. સામેથી આવતા ભૂતડાંઓના જેવા ટોળા તરફ તેનાં ચક્ષુદ્વાર વિકાસી રહ્યાં હતાં. જેમ જેમ તે ટોળું નજીક આવતું હતું તેમ તેમ હરિણીનું શરીર ભયથી વધારે ને વધારે થરથરતું હતું. વિમળાએ આ ખડબડાટ સાંભળી ડોકું ઉંચું કર્યું તો નજીકના માર્ગ ઉપર થઇને ઘોડેસ્વારોનું એક ટોળું પસાર થતું જણાયું થોડી વારે તે ટોળું ઉભું રહ્યું અને કોલા હલ થવા લાગ્યો.

વિમળાનું હૃદય આ અંધારી રાત્રે ભયથી થરથરવા લાગ્યું. પાછળ વાર ચડી હશે એ માણસો તો આ નહિ હોય? એવી ધારતીથી એન શરીર કમ્પી ઉઠ્યું. ટોળું ઉભું રહ્યું જોઇ હરિણી છલંગ મારી વિમળાના વક્ષ-સ્થળ ઉપર પ્રાદ પ્રહાર કરી શ્વાસભેર નાઠી. હરિણીના પગના પ્રહારથી સ્પર્શ થતાં, ભયથી શિથલ થઈ ગએલીની ઇન્દ્રિયો સચેત થવા લાગી.

દીવાનના માણસો સાથે રોણું મચાવી સરદારસિંહ પોતાના મંડળ સહિત ખાણુ તરફ ગયો હતો અને કરસન પોતાના માણસો સહિત ડુંગરી તરફ વળ્યો હતો. અંધકારમાં ભળી જતું આ ટોળું ગો બ્હારવટીઆઓનુંજ હતું. વિમળાએ છોડી દીધેલા અશ્વને જોઇને તેઓ અહીં જરા થોભ્યા હતા.

# પ્રકરણ ૨૭ મું

—

## મિત્રોનું છૂટા પડવું.



કૃપણરાયનું કાંડું કપાઇ જતાં માંહેથી લોહીની ધારા છૂટવા લાગી. પોતાનો સઘળો જીવ એ કપાઇ ગયેલા અવયવમાં આવી રહ્યો. શરીર શિથિલ થવા લાગ્યું પૂર્ણ જોસમાં આવેલો ઘોડો ઘણે દૂર સુધી દોડી ગયો.

હાથમાંથી લોહી વહેવા લાગ્યું, શરીર અચેત થતું જણાયું, બીજે હાથે અશ્વને ધીમો પાડ્યો, અને એક વૃક્ષ નીચે ઉભો રાખી પોતે ઉતર્યો. શરીરમાંથી ચેતનનો નાશ થતો જોઈ ઝાડ તળે સૂતો, અને ઘાયલ અંગમાંથી પ્રસરતી વેદનાને લીધે બેભાન થઇ ગયો.

થોડી વારે નાસી ગએલા સ્વારો આવી પહોંચ્યા. સીગરામ પણ ફોજદાર અને વહિવટદારના મૃત શરીરો સહિત આવી પહોંચ્યો. એક સ્વારે પોતાના રૂમાલવતી કૃપણરાયનો કપાઇ ગએલો હાથ મજબૂત બાંધ્યો, જેથી લોહીનું વહન બંધ પડ્યું. આખો હાથ રૂધિર વહનને લીધે મુડદાલ થઇ ગયો હતો. કૃપણરાયને સીગરામમાં નાંખ્યો, અને સઘળા સ્વારો રાત્રિના નવ વાગતાં આનંદગઢ પહોંચ્યા.

દીવાન ઘાયલ થયાની વાત સાંભળી આનંદગઢના લોકો ખુશી થયા અને એમાંથી દીવાન ન બચે તો તેઓ પોતાને ભાગ્યશાળી ગણતા હતા. દીવાનની માંદગીની વાત સાંભળી સાહેબ પણ આવી પહોંચ્યા અને સહુને ખબર પૂછી, પણ હજી તો તે બેભાન સ્થિતિમાંજ પડ્યો હતો. તરતજ સાહેબે પોતાની સાથેના દાક્તરને બોલાવ્યો અને પાટા-પીંડી કરવાને સૂચવ્યું.

પોલિટિકલ્ મી. ટૉડ સાહેબ એક વિદ્વાન હતા. પ્રમાણિક માણસોને તેઓ હમેશાં ચાહતા હતા. પરગણામાં વિદૂદ્રાય અને જયસિંહનું તેમને ઓળખાણ થયું હતું અને બન્નેનાં બુદ્ધિ–ચાતુર્ય ઉપરથી તેમને તે ચાહતા હતા. સાહેબનું પ્રમોદપુર આવાગમન થયા પછી વિદૂદ્રાય અને જયસિંહની મુલાકાત તેમણે ઘણા ઉત્સાહભેર લીધી હતી, અને તે વખતે સાહેબને એમની સાથે વાતચીત કરવાનો વધારે વખત મળ્યાથી બન્ને મિત્રોની વિદૂત્તા માટે સાહેબના મનમાં ઉચ્ચ અભિપ્રાય બંધાયો હતો.

આ વખતે સાહેબના હાથ નીચે એક અંગ્રેજી ભણેલા સિરસ્તેદારની જગો ખાલી હતી તેથી સાહેબની પસંદગી તરત જ વિદૂદ્રાય પર પડી. વિદૂદ્રાયે પણ તેનો સ્વીકાર કરવાને ખુશી બતાવી, પણ રાજાની નોકરી છોડીને તેમની સાથે જવું તેને દુરસ્ત લાગ્યું નહિ. છેવટ સાહેબે ચંદ્રસિંહ પાસે વિદૂદ્રાયની માગણી કરી ચંદ્રસિંહને કચવાતે મને પણ હા પાડ્યા વિના ચાલે તેમ ન હતું.

"સાહેબ! વિદૂદ્રાય એ મારા રાજ્યનો કોહિનૂર છે. તેમણે મારા ઉપર જે જે ઉપકારો કર્યા છે, તેનો જરા પણ બદલો હજી સૂધી હું આપી શક્યો નથી એ મારી કૃતઘ્નતા છે. એમણે થોડા વખતમાં પણ મારૂં રાજ્ય દીપાવી વાળ્યું છે. મારા કુટુંબમાં પણ સુધારણા કરી એમણે મારૂં જીવતર અને પ્રમોદપુરનું ભવિષ્ય સુધારી દીધું છે તેનો બદલો ભવિષ્યમાં કોઈ પણ રીતે વળશે કે નહિ તે હજી શંકાસ્પદ છે. મારા નિમકહલાલ નોકર તરીકે એમણે જે જે સેવા બજાવી છે તેવી સેવા બીજે કોઈએ બજાવી હશે, તે હું કહી શકતો નથી. મારૂં એ રત્ન આપને આપવા માટે હું ખુશી છું પરન્તુ દિલગીરી માત્ર એટલીજ થાય છે કે એ પુરુષ–રત્ને બજાવેલી સેવાનો બદલો વાળવાને હજી સૂધી હું કાંઈ પણ કરી શક્યો નથી."

સાહેબ સાથે સિરસ્તેદાર તરિકે જવાની વિદ્રદ્રાયને રાજા તરફ-થી રજા મળી. રાણી પાસે રજા માગતાં રાણીનાં ચક્ષુ અશ્રુ–પૂર્ણ થઈ ગયાં. વિદ્રદ્રાયે કરેલા અનેક ઉપકારોનું સ્મરણ થતાં આથી રાણીને બહુજ ખોટું લાગ્યું.

"વિદ્રદ્રાય ! તમે અમારૂં જીવતર સુધારવા ખાતર ઘણા ઘણા પ્રયાસો કર્યા છે અને એ પ્રયાસો સફળ થએલા જોઇ અમને ઘણો સંતોષ થાય છે. પણ અરે રે ! અમે તમારા સઘળા ઉપકારોનો બદલો વાળવાની બાબતમાં કૃતઘ્નજ નીવડયાં ! તમારા ઉપકારોનો સમયોચિત બદલો વાળવાને અમે કમનશીબજ રહ્યાં ! અરે રે ! સઘળું સુધર્યું પણ વિમળાનો પત્તો હજી ક્યાંઇ લાગ્યો નહિ !"

વિમળાનું સ્મરણ થતાં રાણીનું હૃદય ભરાઈ ગયું. માતૃ–વાત્સલ્યે માતાના હૃદયને કોમળ બનાવ્યું અને કઠિનતાનું જળ ચક્ષુઓ દ્વારા વરસાવી નાંખ્યું.

"માજી ! જરા પણ શોક ન કરવો. બ્હેન જીવતાં છે એટલો પત્તો મળ્યો છે તો કોઇ પણ તરેહની ચિન્તા ન રાખશો. સાહેબની સાથે રહીને પણ એમની શોધની તજવીજ હું કર્યાજ કરીશ. માઠું લગાડવું નહિ, ઇશ્વર સહુ સારૂં કરશે !"

ઘડીઆળમાં આઠના ટકોરા થયા.

"ભાઇ ! તમારૂં બોલ્યું સફળ નીવડો ! ઘડીઆળ પણ સાક્ષી પૂરે છે."

"માજી ! હવે હું જઇશ."

"અરેરે ! શું તમે અમને ઉપકારના ભાર નીચે દબાએલા રાખી જશોજ ?"

"માજી ! એ કાંઈ ઉપકાર કહેવાય નહિ ! માત્ર ફરજ જ !"

વિદ્રદ્રાય ચાલ્યો ગયો. રાણી નિશ્વાસ નાંખી અંદર ચાલી ગઇ. વિ-

ફકીર જયસિંહને મળ્યો. સાહેબ સાથે જવાનો હેતુ તેને સમજાવ્યો.

" જુઓ ! આ પઠંગું ઠીકછે. રમણપુરનું રાજ્ય-તંત્ર આ અધિકારે સુધારવાનું ઠીક બની શકશે. "

" એ તો ખરૂંજ છે. એમ કર્યા સિવાય દુષ્ટ કારભારી ઠેકાણે નહિ આવે અને રાજ્ય સુધરશે પણ નહિ. દુષ્ટ દીવાનનો ડાબો હાથ કપાયો એ સાંભળ્યું પણ જ્યાં સુધી કાગળિયાપર જમણો હાથ સહી કરી શકે તેવો હશે ત્યાં સુધી એ જાય તેમ નથી; માટે બનતી કોશીશે ઇષ્ટ-સિદ્ધિ કરવી ! "

" હા એતો એમજ. "

" ઘણુ સારૂં. તમે જાવ-હું પણ હવે ત્યાંજ આવવા ઇચ્છું છું. શોધ કરતો કરતા કેટલેક દિવસે ત્યાં પહોંચીશ. ત્યાં સોરા તમે પણ સાહેબ સાથે ત્યાં જઇ પહોંચશો. ઇશ્વર કૃપાથી નિરાશામાંથી રહેલી આશા કદાચ ફળી ભૂત થાય ! " જયસિંહે ઉષ્ણ નિઃશ્વાસ નાંખ્યો.

———:૦:———

## પ્રકરણ ૨૮ મું.

———

### વિમળા કારાગૃહમાં.



અનેક તર્ક-વિતર્કમાં ગુંથાતી વિમળા મધ્ય રાત્રિ વ્યતિત થતાં નિદ્રાધિન થઇ, તોપણ એનું હૃદય તો ભયથી ધડકતુંજ રહ્યું. કોઇ કોઇ ભયંકર સ્વપ્નાવેશમાં તે એકાએક જાગી ઉઠતી અને શરીરનો કંપ અનુભવતી. વિધવિધ સુખ-દુખનો અનુભવ આ રાત્રિએ સ્વપ્ન-સૃષ્ટિમાં થયો.

... શુદ્ધ પ્રભાત થયું ન હતું એવામાં નજીકમાં ઘના ...

ટથી વિમળા જાગી ઉઠી આસપાસ જોવા લાગી, તો કેટલાએક સિપાઇઓ સાથે એક અમલદાર જતો જણાયો. રખેને પોતાની પાછળ આવેલા વાર તે હશે એ ભય વિમળાના હૃદયમાં સત્વર પેઠો અને શરીર ધ્રુજાવવા લાગ્યો. હૃદયમાં ગભરાટ છૂટયો. એવામાં સઘળા સિપાઇઓ વડની પાસે આવી પહોંચ્યા, અને એક યુવાન બાળા આવા જંગલમાં ક્યાંથી, એવા વિચારમાં આશ્ચર્ય પામતા જણાયા.

આ સિપાઇઓ પદ્મપુરના જ હતા. ગઇ કાલે લૂંટ થએલી હોવાથી તેઓ લુંટારાઓની ભાળ કાઢવાને નીકળેલા હતા. તેમની સાથેનો અમલદાર એ પદ્મપુરનો ફોજદાર હતો. તેનું નામ વિશયશંકર હતું. વિશયશંકર જ્ઞાતિનો બ્રાહ્મણ હતો અને અંગ્રેજી ભણેલો પણ હતો. વિશયમાં તે અનંત સુખ માનનાર હતો અને તેથી સ્વાભાવિક રીતે વિમળા તરફ એની દૃષ્ટિ ખેંચાય તો કાંઇ નવાઇ જેવું ન હતું.

પદ્મપુરના સિપાઇઓને વિમળાએ ઓળખ્યા અને ભયનો પાર રહ્યો નહિ. હવે તેની ખાત્રી થઇ કે તેઓ તેને પકડવા માટે જ આવેલા હોવા જોઇએ.

જુલ્મસિંહની ખરી વાત પદ્મપુરમાં બહાર પડવા પામી ન હતી. મદનસિંહ જેવો દોડતો ગામમાં ગયો કે તરતજ તેણે વાત ઉડાડી કે ‘ કુમારને ઝાટકો વાગ્યો છે અને તળાવની પાળ ઉપર તે પડ્યા છે.’ રાજાને ખબર પડતાં જુલ્મસિંહને દરબારમાં લાવવામાં આવ્યો. મદનસિંહ પણ તેની પાસે હતો. જુલ્મસિંહનો પ્રિય મિત્ર હોઇ જો તે આ વખતે પાસે ન રહે તો સહુને શંકા ઉત્પન્ન થાય તેથી જો કે તેના મનમાં વાત ખુલ્લી પડવા માટે પૂરી ધાસ્તી હતી તોપણ આ વખતે જુલ્મસિંહની પાસેજ તેને રહેવું પડ્યું. રાજા પૂછશે અને જુલ્મસિંહ શું જવાબ આપશે તે માટે તેને મોટી ચિન્તા હતી.

જખમના દુઃખથી કેટલીકવાર સુધી જુલ્મસિંહ મૂર્છાધિન રહ્યો.

ત્યાં સુધી સહુ કોઇ તેના પલંગની આસપાસ ભરાઇ બેઠા. એક બાજુ ડાક્તર પણ નાડી પકડીને બેઠો હતો. બીજી બાજુ રાજા-રાણી ડાક્તરના મુખ સામું જોઇ તેના મોં ઉપરના વિકાર ઉપરથી કુમારની સારી કે ખરાબ તબિયત માટે અટકળ બાંધી રહ્યા હતા. મદનસિંહ પણ ડાક્તર પાસે ઉભો રહી જુલ્મસિંહના સામું જોઇ રહ્યો હતો અને સહુ કોઇનાં મુખ ચિન્તાગ્રસ્ત જણાતાં હતાં. કેટલીક વારે ડાક્તરે કહ્યું:

" રાજા સાહેબ ! નાડી ઘણીજ સરસ છે. કોઇપણ જાતની હરકત નથી. જખમને રૂઝાતાં એકાદ માસ તો થશે. હાલ દુઃખને લીધે કુમારશ્રી મૂર્છિત છે. તેમને કોઇ ન જગાડશો. તેમ કોઇ કલબલાટ પણ ન કરશો. માત્ર એક જણ એમની પાસે બેશી રહે તો બસ છે. હું લખી આપું છું તે દવા એમને કલાકે કલાકે પાવાની છે. "

ડાક્તરે દવા લખી આપી. એકાદ બે વખત પાવાથી આંખો ઉઘાડવા જેટલી સ્ફુર્તિ જણાઇ અને બે ત્રણ કલાકમાં બોલવા ચાલવાની શક્તિ પણ જણાઇ. મદનસિંહ કુમારની પાસે રહ્યો હતો અને કુમારને શુદ્ધિમાં આવેલો જોઇ ખરી વાત ગુપ્ત રાખવા માટે તેને સૂચના આપી. પોતાને ખરે વખતે છોડીને મદનસિંહ ચાલ્યો ગયો તેથી જુલ્મસિંહને પૂરેપૂરી દાઝ ચડી હતી પરંતુ આ વખતે મદનસિંહનો વાંક કાઢતાં પોતાનો વાંક પણ જણાઇ આવે એવું હોવાથી તેણે મદનસિંહની સૂચના સ્વીકારી.

કુમારને ભાનમાં આવેલો જાણી રાજા-રાણી આનંદભેર ખબર-અંતર પૂછવા લાગ્યાં. "ભાઇ ! આમ શાથી થયું ?"

"આજે બપોરે મદનસિંહ સાથે શિકારે ગયો હતો, ત્યાં તળાવને કાંઠે જરા રોકાયો અને બહુ ઘામ થયો હતો તેથી ન્હાવા પડ્યો. નાહીને બ્હાર નીકળ્યો તો પાસે ખેતરમાં ત્રણ ચાર લૂંટારૂ

ઓ એક વાણિયાને લૂંટતા નજરે પડ્યા. તેને બચાવવા જતાં આ ઘા વાગ્યો અને લૂંટારા ઘોડો લઇ નાશી ગયા.”

પ્રજાનું રક્ષણ કરતાં કુમારને હરકત થઇ છે એમ જાણી કં-ઇક અંશે રાજા-રાણીને સંતોષ થયો. પોતે શીખવ્યું હતું તે પ્રમાણે જુલમસિંહે જવાબ દીધો જાણી મદનસિંહને પણ આનંદ થયો અને ખરી વાત ગુપ્ત જ રહી. રાતે લુંટારાઓની તપાસ કરવાને ફોજદારને નજીકના પ્રદેશમાં મોકલવામાં આવ્યો હતો, અને વિજયશંકરની કુ-દૃષ્ટિનું સાધન બિચારી વિમળા થઇ પડી હતી તે એ લુંટારાઓની તપાસ કરવાને જ નીકળેલો હતો.

વિમળાને જોઇ વિજયશંકરની વિષયી બુદ્ધિ વિકાસ પામી. તેનું દુઃખથી ફીકું થઇ ગયેલું પણ ગૌર કાન્તિવાળું મુખ-કમળ કુબુ-દ્ધિના ભમરનું મન લલચાવવા લાગ્યું.

“અરે, બાઇ! તું અહીં એકલી કેમ છે?” વિજયશંકરે વિમ-ળાને દબાવવાને રોફથી કહ્યું,

“કેમ ભાઇ? તમારે મારૂં શું કામ છે?” વિમળાએ નમ્ર અ-વાજે કહ્યું.

“અમારે કામ છે. આ ગાદી કોની છે?”

“એ મારી પોતાની છે. દુઃખની મારી ગામ પરગામ ફરૂં છું અને પેટનું પૂરૂં કરૂં છું. સૂવાની ખાતર આ ગાદી મેં મારી સાથે લીધી છે.”

“નહિ બસ. ગઇ કાલે લૂંટ થએલી છે તે માંહેની આ ગાદી છે. માટે તારે કેદી તરીકે અમારી સાથે આવવું પડશે.”

“અરે ભલા માણસ! એ ગાદી મારી છે. હું અબળા લૂંટ કરવામાં શું જાણું? ભલા દયાળુ છો તો પારમાર્થિક બુદ્ધિથી જરા વિચારો તો ખરા! મને નકામી દુઃખી કરવાથી આપને શું ફાયદો છે?”

"એ નકામી પંચાત છોડી દઇ જલ્દી આગળ થા, નહિ તો પછી નકામી હેરાન થઇશ !"

"અરેરે ! ઇશ્વર મારા દુઃખનો પાર ક્યારે લાવશે ?" હૃદયના ઉંડા નિશ્વાસ સાથે આંખોમાંથી અશ્રુ-બિન્દુઓ પડ્યાં, "અરે ભાઇ ! જરા દયા કરો-મારા ઉપર. હું સ્ત્રી જાત ! નકામી હેરાન થઇશ. ગાદીને તમારો મુદ્દા માલ ગણતા હો તો ગાદી લઇ જાવ, પણ મને શું કામ દુઃખી કરો છો ?"

વિશયી વિશયશંકરના પત્થરવત્ હૃદયને પિગાળવાને વિમળાનાં અશ્રુઓ અને નમ્ર આજીજી નિષ્ફળ નીવડયાં "બસ, બસ; જલ્દી આગળ થા. અમોને એ ગાદીનું કામ નથી, માત્ર તારૂં જ કામ છે ! આગળ થાય છે કે ધક્કો મારે ? અલ્યા જમાલ ! ઉઠાડ આ લુચ્ચીને અને બાંધ તેના હાથ પગ !"

યવનનો સ્પર્શ ન થાય અને ઇશ્વર જે દુઃખ દે તે સહેવું એવા સિદ્ધાન્તને ઉચિત માની વિમળા બેઠી થઇ. અશ્રુપૂર્ણ ચક્ષુઓ સહિત ઉભરાતે હૃદયે કોમળ અને વિમળ હૃદયની વિરહિણી વિમળા ડુસકાં ભરતી ભરતી આગળ ચાલી અને વિશયશંકર અને તેના સિપાઇઓ પાછળ ચાલવા લાગ્યા.

કેટલીક વારે આખું મંડળ એક ગામને પાધર તડકો ગાળવાને રોકાયું, અને જમવાની સામગ્રીની તૈયારી થઇ. ગામડાંમાં વિશયશંકરનો ત્રાસ બહુ હતો તેથી જ્યારે જ્યારે તેની સ્વારી હરકોઇ ગામને પાધર થઇને જાય ત્યારે ત્યારે ગામડાના લોકો ફોજદાર સાહેબની મહેરબાની મેળવવાની ખાતર સારાં સારાં મિષ્ટાન્નો કરીને જમાડતા. આ વખતે પણ એમજ થયું. વિમળાને કેટલુંક ખાવાનું મોકલવામાં આવ્યું પણ તેના ભરાઇ ગએલા હૃદયે તેની ક્ષુધા શાંત કરવા દીધી નહિ.

તડકો ગાળીને પાંચ વાગે વિશયશંકર નીકળ્યો અને દિવસ અસ્ત થયા પછી પદ્મપુર પહોંચ્યો. વિમળાને એક અંધારી ઓરડીમાં પૂરી મૂકવામાં આવી.

બીજે દિવસે વિશયશંકર વિમળા પાસે ગયો. વિમળા એક ખાટલા પર સૂતી સુતી વિચાર ગ્રસ્ત બની છત્નની વળીઓ ગણુતી હતી, તે કોઇનો પગ–ધસારો જોઇ બ્હેબાકળી ઉભી થઇ.

" કાં શું વિચારમાં પડીછે ?" વિશયશંકરે કહ્યું.

"ભાઇ ! હવે મારો છુટકો કરો. હું નિરપરાધી નકામી હેરાન થાઉંછું."

"નકામી ક્યાં હેરાન થાય છે ? તારૂં રૂપ અને લાવણ્ય તને હેરાન કરે એમાં હું શું કરૂં ?"

"હેં ! આ તમે શું કહોછો ? તમે તે પ્રજાના રક્ષણુ કર્તા કે ભક્ષણુ કર્તા ?"

"હું જે કહુંછું તે તે જ છે. તારા જેવી મુગ્ધાઓનું એક પત્ની તરીકે રક્ષણુ કરવું એ અમારો ધર્મછે !"

"અરેરે ! તમે પણુ આવા છો ? હાય ! હાય ! અનેક દુઃખોમાંથી બચી તો છેવટ અહિંયા ફસાઇ ?"

"અહીં જરા પણુ દુઃખ જાણુવું નહિ ! તું તારે ખા,પી અને મજા કર. હું આ ગામના રાજા જેવોજ છું ! તને સ્ત્રી કરીશ, પછી તારે કોઇ પણુ તરેહની હરકતજ નહિ !"

"ના, ના, ના, એ કદિ બનવાનું નથી. આ અવતારમાં હું એકની હોઇ કદિ અનેકની થનાર નથી. તમે બળાત્કાર કરશો તો હું જીભ કરડી આત્મ ઘાત કરીશ પણુ એ અઘોર પાપમાં નહિજ પડું."

"તુ તો ધર્મની પૂંછડી ! આત્મહત્યાનું પાપ થોડુંજ હશે કે ?"

"પતિવૃત્તને ભગ્ન કરવાના પાપ કરતાં આત્મ-હત્યાનું પાપ હું ગૌણ માનું છું."

વિજયશંકર ગભરાયો. તેને લાગ્યું કે રાંડ આપઘાત કરશે તો તેમાંથી પાછી તીસરી જાગશે !

"તું અત્યારે ન માને તો મહિના પછી. આહીંની કન્યાઓની શાળામાં તને નોકરી અપાવું તો ?"

"અણીનું ચૂક્યું સો વર્ષ જીવે," એ કહેવતનું વિમળાને સ્મરણ થયું. ભવિષ્યનો વિચાર ઇશ્વરને સોંપી વર્તમાનનો વિચાર કલ્પ્યો.
"પેટને ખાતર તેમ તો તેમ ! શું કરૂં ત્યારે ? ઠીક. એમ કરો."
વિમળાએ ઉત્તર આપ્યો. વિજયશંકર ખુશી થયો અને ગયો.

"આ કારાગૃહમાંથી બચીશ તો અનેક ઉપાયો કરીશ. ભવિષ્યનું રક્ષણ ઇશ્વર કરશે ! જ્યાં સુધી દુઃખી થવાનું લખ્યું હશે ત્યાં સુધી ક્યાં છુટકો છે ? હરિ ! હરિ !" વિચારમાં ને વિચારમાં વિમળાની આંખો મિંચાઈ ગઇ.

---:o:---

## પ્રકરણ ૨૯ મું.

### પત્નીની શોધ.




દ્રાય સાહેબ સાથે ગયો, જયસિંહ એકલો પડ્યો. પત્ની વિરહના અસહ્ય દુઃખથી પીડિતને મિત્રનો સમાગમ નષ્ટ થતાં તે પીડા વધારે દુઃખિત કરવા લાગી. આશ્વાસન સાથે આશા આપીને વિદ્રાયે જયસિંહના હૃદયમાં જે શાંતિની પ્રેરણા કરી હતી તે શાંતિ રીસાઈ જતી જણાઈ અને તેની પાછળ ગમગીનીનું વાદળું હૃદયાકાશને અંધકારમાં મેળવી દેતું જણાયું.

અસન્ત પ્રીતિ અને તેનો અકસ્માત્ ભંગ, આ પ્રેમી હૃદયમાં ઘેલછાને સ્થાન આપવા લાગ્યાં. વિદ્રાય જતાં પ્રમોદી પ્રમોદપુર જયસિંહને પ્રમોદ આપવાને અશક્ત નીવડયું.

"હા, એમજ. વ્યથિત હૃદયને શાંતિ આપનાર મિત્ર, તે ગયો. હૃદય. શશીમાંથી દ્રવતી સુધાને ગ્રહણ કરનાર ચકોરી ગઇ. ગઇ તે ગઇજ! હવે અહીં રહીને તેને સ્મરી વધારે વ્યાધિ ગ્રસ્ત થવું ? ના. ના."

"અને જીવતી છે તો કદાચ મળી રહેશે, એમ પણ માની શકાય ખરૂં ? હા. અરે પણ તે આશા હવે સ્વપ્ના સરખીજ કે નહિ ? નિરાશામાંથી ઉત્પન્ન થતી આશા તો પછી એવીજ ના ?"

હાય મુંઝાઈ ગયું. વાણી અને વિચાર બંધ પડયા. ચક્ષુમાંના માત્ર બેઅશ્રુ બિન્દુ એ હૃદયના ભારને દૂર કરી હૃદય શાન્ત કર્યું. જન્મ-ભૂમિનું દર્શન કરવાની જિજ્ઞાસા થઇ વ્યથિત હૃદયને વધારે વ્યથા ઉપજાવવા નકામું પ્રમોદપુરમાં રહેવું તેને ઉચિત ન લાગ્યું.

વિદ્રાય ગયાને હજી માત્ર બેજ દિવસ થયા હતા એટલામાં વિજયસિંહનું મન ઉચક થઇ ગયું. રાજા-રાણી પાસે રજા માગી. અશ્રુપૂર્ણ આંખીએ બન્ને જણાએ રજા આપી. સાથે માણસો લેવાની વિજ્ઞપ્તિનો પણ જયસિંહે સ્વીકાર ન કર્યો.

બીજે દિવસે પ્રભાત થતાં પત્નીના પ્રેમથી દ્રવીભૂત થએલા હૃદયની વિરહ-વ્યથાની શક્તિને બળે જયસિંહ કેટલીક ખરચી સાથે લેઇને પોતાના અશ્વ સહિત પ્રમોદપુરથી નીકળ્યો. તેની ઇચ્છા સિદ્ધાં પિતાને ગામ. રમણપુર જવાની ન હતી. રસ્તામાં આવતાં ગામડાંઓમાં બબ્બે દિવસ નિવાસ કરતાં કરતાં રમણપુર પહોંચવાની તેને જિજ્ઞાસા હતી.

"પ્યારા પ્રમોદપુર! વ્હાલી વિમળાની જન્મ-ભૂમિકા! તને તજીને અત્યારે હું જાઉં છું. પત્નીને ખાતર તારા ઉપર મારો પ્રેમ હતો

અને તું મને પ્રમોદ–આનંદ આપતું હતું. તેજ અત્યારે તું તેના વિરહ. સમયે મને વ્યથાકારક થઈ પડયું છે. હશે ! ઇશ્વરેછા ! ”

“ येनांचलेन सरसी रुह लोचनाया

“ स्त्रातः प्रभूत पवनादुदये प्रदीपः

“ तेनैव सोऽस्तसमयेऽस्तमयं विनीतः

“ क्रुद्धेविधौ भजति मित्रममित्र भावम् ॥”

કઠિન હૃદયથી પણ ટપકતી આંખે પ્રમોદપુર છોડયું, અને તેની સાથે હૃદયનો ગભરાટ પણ વૃદ્ધિ પામ્યો. દૂર જતાં અંબિકાના મંદીરની વાડી આવી. તે જોતાં જયસિંહનું હૃદય પ્રેમ અને વ્યથાથી ઉભરાઇ જવા લાગ્યું.

“વિમળ વાટિકા ! વ્હાલી વિમળાની પ્રથમ મુલાકાત તેંજ કરાવી હતી ! એ ઉત્પલ સદૃશ નેત્રને પ્રથમ આહ્‌લાદક હું અહીંજ થઇ પડયો હતો ! આ સામે દેખાતા ગોખે ઉભા રહીને પોતાની ચક્ષુથી અને હૃદયથી તે અમારો ઉપકાર માનતી જણાતી હતી ! હરિ ! હરિ ! શું અત્યારે એમાંનું કાંઇ પણ નહિ ? ! કેવી શૂન્યતા ! કેવી જડતા ! પ્રભાતમાં પણ વૃક્ષોની પ્રફુલ્લતા નહિ જ ? વિમળા ! પ્યારી વિમળા ! વિમળ હૃદયની વિમળા ! તારા વિના આ વિમળ વૃક્ષો અત્યારે મલીન થયાં છે !”

અશ્વને માર્ગે પાડયો. વધારે વાર વિચાર કરવાથી વધારે હૃદય ભરાઇ જવાના ભયની ચેતનાએ હૃદયને કઠોર થવાની આજ્ઞા કરી. વિમળા વિષેના વિચાર હાંકી કાઢવાને હૃદય મથન કરવા લાગ્યું. પરિશ્રમ કેટલેક અંશે સફળ થયો.

શકુન્તલાની સાથે થએલા વિવાહનું અભિજ્ઞાન થતાં દુષ્યન્તની અને માલતી વિના માધવની સ્થિતિ, હૃદયની ભ્રમણા, ચિત્તનું પરા-

ધિન પણું, પ્રેમ-વૃક્ષનું ઉચ્છેદન થતાં રસદાયક ફળ અને સુગન્ધિદાયક પુષ્પોનો થયેલો નાશ: વિગેરે સ્થિતિનો જયસિંહ અત્યારે અનુભવી થઇ પડયો. અશ્વની ગતિ ઉતાવળી હોવા છતાં તેના હૃદયે મિંની ગતિ મન્દ-સ્થાયીજ માલૂમ પડતી હતી. "તે કયાં હશે ?" "જીવતી હશે કે નહિ ?" "જીવતી હશે તો શું કરતી હશે ?" "મરી ગઇ હશે તો હું શું કરીશ ?" એવા વિચારોએ તેના મગજને સંતપ્ત બનાવી દીધું. મસ્તિક પર પડતી સૂર્યની ગરમીએ એ સંતાપમાં વધારો કર્યો.

બીજે દિવસે મધ્યાહ્ન થતાં જયસિંહ પદ્મપુરની નજીક પહોંચ્યો. અશ્વની ગતિ અત્યારે મન્દ થઇ ગઇ હતી મુખ ફીકું થઇ ગયું હતું. પરંતુ તાપને લીધે કૃત્રિમ રતાશ છવાઇ ગએલી માલૂમ પડતા હતી. એવામાં ઝાડીવાળું બ્હારવટીઆનું મંડળ જયસિંહની નજરે પડયું. જયસિંહનું મુખ ફીકું થઇ ગયું હતું પરંતુ તાપને લીધે, સરકારી માણસોના જેવા પોશાકે બ્હારવટીઆના હૃદયમાં કાંઇક ભય ઉત્પન્ન કર્યો. જયસિંહની સાથે કોઇ માલૂમ ન પડયું એટલે આખું મંડળ ધસી આવી તેના અશ્વને ફરતું વીંટળાઇ વળ્યું અને લુંટી લેવાને તત્પર થઇ ગયું.

"ભાઇઓ ! જરા ઉભા રહો ! તમારે જે જોઇતું હોય તે હું મારી મેળેજ આપી દઉં છું. પણ મને જરા કહો કે તમે સઘળા કોણ છો અને શા માટે અહીં એકઠા થયા છો ?" જયસિંહે નમ્રતાથી કહ્યું. નમ્રતાએ દુશ્મનોને પણ નમ્ર જેવા બનાવ્યા.

"અબે ! સુભાન ! દિખો તો સહી ? વો તો જુબાની લેનેકું આયા દિખાતા ! હા હા ! હા હા હા !" ખૂબ હસ્યો.

"ના ભાઇ ! હું જુબાની નથી લેતો; માત્ર પૂછું જ છું. હું કાંઇ સરકારી માણસ નથી, માત્ર મુસાફર છું."

"હા બા, હા; તું મુસાફર છું માટેજ અમે તને લૂંટવાને

આવ્યા છીએ અને તેથી તું જે તારી પાસે હોય તે ઝટપટ માર ખાધા વિના છોડી દે એટલે થયું ! હજી સુંદરપુરના કુંવરનો પરતાપ છે તે તું જુબાની લેવા આવ તો પણ ન આપીએ ! સમજ્યો કે ?" એક વૃદ્ધ કોળી બોલ્યો.

"ના, ના કાકા ! હું એમ નથી કહેતો ! તમે બધા શામાટે એકઠા થયા છો તેજ માત્ર પૂછું છું."

"ભાઇ ! જો કાંઇ તારી બીક નથી લાગતી, સમજ્યો કે ? આં, રમણપુરના રાજ્ય સામે બારવટે નીકળ્યા છીએ; બોલ શું કહે છે ?"

"હા, હા, હા. તો તો બહુજ સારૂં. જોઇતું હતું અને વૈદે કહ્યું. આ લ્યો, આ હવે તમારૂંજ છે. જેવા તમે સઘળા છો તેવોજ હું..હું પણ રમણપુર રહું છું અને દીવાનને મારવાને આવો વેશ કરૂં છું. બાકીછું તો રજપૂત !"

"હેં ?"

"હા ! હું આમ એકલો રહું તે કરતાં તમે મને તમારી સાથે રાખો ખરા ?"

કોઇએ જવાબ ન આપ્યો. સહુ વિચારમાં પડયા.

"કાં ? હું ધર્મના સોગન ખાઇને કહું છું કે હું જૂઠું નથી બોલતો. મારે ને દીવાનને વેર છે. ભલા, તમારી સાથે રહીશ તો તે વેર કોઇક દિવસ વળશે અને વળી તમને હું ફાયદાકારક પણ થઈ પડીશ. ફરતા જંગલનો હું ભોમીઓ છું."

"સુભાન ! બાત બી અચ્છી !" એક સિપાઇએ બીજા ના કાનમાં હળવેથી કહ્યું.

"અને વળી લ્યો, આ આટલા રૂપિયા મારી પાસે છે તે પણ આપણા મંડળ ખાતે !"

"અલ્યા, કાના ! શું વિચાર છે ?"

" કાકાનો વિચાર એ મારો વિચાર ! "

" મને તો આ રજપૂત કાંક બહાદર જણાયછે ! આપણામાં કોઇ સરદાર નથી તે સરદારી લે એવો ! "

" હા કાકા. ઠીકછે. "

બ્હારવટીઆના મંડળમાં એક માણસ વધ્યું. જંગલની રચના, તેમના રાજ્ય પ્રકરણી બાબતો માટેના વિચાર, તેમની રાજભક્તિ, તેમનું શૌર્ય, જાતિ જોગ, દ્દઢ નિશ્ચય વિગેરે બાબતોની બારીકાઇથી તપાસ કરવાનો આ પ્રસંગ સારો છે એમ માનીને જયસિંહ તેમનામાં ભળ્યો.'

——:૦:——

## પ્રકરણ ૩૦ મું.

### પદ્મસિંહ.



પદ્મપુરની કન્યાશાળામાં ' હેડ્ મિસ્ટ્રેસ્ ' તરીકે વિમળાની નીમણુક થઇ, ત્યારથી તે એક જૂદી ઓરડી લેઇ તેમાં રહેવા લાગી. પોતાની સાથે રહેવાને વિરાયશંકરે ઘણું કહ્યું પણ વિમળાએ તે તરફ નાખુશી બતાવી એટલે આશાના પાસમાં બંધાએલાએ તેને વધારે કાંઇ ન કહ્યું.

પદ્મપુરના રાજાનું નામ પદ્મસિંહ હતું. પદ્મસિંહ પ્રજાનું પુત્રવત્ પાલન કરતો હતો પરન્તુ વિમળા જેવી અનાથ બાળાઓ એના રાજ્યમાં પીડાય એનું કારણ વિજયશંકર જેવા દુષ્ટ, કે જેઓની દુષ્ટતા રાજાના અંતશ્ચક્ષુથી પણ દૂર રહેવા પામી હતી, તેવા અધિકારીઓજ હતા.

" બહુજ સારૂં. તે વખતે પુસ્તકશાળામાં પડતી બારી ઉઘાડી રાખજે અને હું તેમાં ગુપ્ત રીતે બેસી રહીશ. સઘળું જોઇશ અને બનતું કરીશ."

" વાહ ! મહારાજ ! બહુજ સરસ યુક્તિ શોધી કાઢી. એવી રીતે એ લુચ્ચો જરૂર સપડાશે."

પદ્મસિંહ સાથેની વાતચીત ઉપરથી સુભગાએ વિમળાને ધીરજ આપી અને પદ્મસિંહની પ્રજા ઉપરની પ્રીતિના વખાણ કરવા મંડી ગઇ.

" બ્હેન ! અમારા રાજા તો સાક્ષાત્ રામાવતારજ છે. રાક્ષસ જેવા આવા અધિકારીઓ પ્રજાને દુઃખ દે અને એમની બીકથી રાજા કને આ વાત જાય નહિ એટલે 'પ્રજા દુઃખી પ્રજા દુઃખી' એમ કહેવાય, પરન્તુ અમારૂં રાજ્ય તો જો આવા લુચ્ચાઓ ન હોય તો પૂરેપૂરૂં સુખી જ હો ! વળી મહારાજની બુદ્ધિ તો બેહદ છે ! આપનો પત્ર વાંચીને તો તે એવા ક્રોધાવિષ્ટ થઈ ગયા કે જાણે હમણાં એ વિશયશંકરને મારી નાંખવા દોડશે !"

" બ્હેન ! સારા રાજકર્ત્તાઓનો એજ ધર્મ છે; અને તમારા રાજા આવા નીતિવાન્ છે તે માટે તમે પૂરા ભાગ્યશાળી."

વિશયશંકરને વિમળાએ આપેલી મુદત પૂર્ણ થઇ. સુભગાએ પદ્મસિંહને એ બાબતનું સ્મરણ કરાવી આપ્યું. પદ્મસિંહ યોજના પ્રમાણે પુસ્તકશાળામાં કેટલાક માણસો સહિત આવીને બેઠો. કેટલીક વારે વિશયશંકર પણ આવ્યો.

આજે તેનો ભભકો જૂદીજ તરેહનો હતો. લૂગડાં કોરાં–કકડતાં પહેર્યાં હતાં. કપાળપર ચંદનની આડ કરી હતી. અત્તરનો ફુત્કાર પણ આખા શરીરમાં વ્યાપી રહ્યો હતો. વિમળા પોતાને જોતાંજ મોહી જાય અને આનાકાની ન કરે એવા હેતુથી આ ઠાઠમાઠ કર્યો જણાતો હતો.

" કેમ ! શું થાય છે ?" વિશયશંકરે આવતાંજ પ્રશ્ન કર્યો.

" પધારો ભાઇ ! આ છોકરીના પાઠ લેઉં છું."

" અરે મૂકને પડતું ! એ તો થશે એની મેળે !"

" એમ કેમ થાય ? આપે મારા ઉપર મહેરબાની કરી ઠેકાણે પાડી તો મારે મારૂં કામ કરી ઉપરીને સંતોષ આપવોજ જોઇએ ! વળી એને માટે આપને પણ શાબાશીજ છે ના ?"

" હવે સાબાશીને બાબાશી ! બધુંએ ઠીક ! કેમ હવે પેલાનું શું ધાર્યું !"

" બસા, તમે ઉદાર અને અધિકારી થઇ એવી વાંછના કરો તે ઠીક કહેવાય ? હું ગરીબ છું. મારા ઉપરતો આપે દયા કરવી જોઇએ !"

" જો પાછી લપ ચલાવી કે ?"

" તમે તો આ રાજ્યની પ્રજાના પાલક-પિતા જેવાજ ગણાવ; અને પિતા પોતેજ પુત્રીને દુઃખી કરે એ તે શું આપનું કામ ? સમજુ થઇને આપ કેમ ભૂલી જાઓ છો ?"

વિમળાને આનાકાની કરતી જોઇ વિશયશંકરને ક્રોધ ચડયો. મ્હોં ઉપર રતાશ સ્ફુરી આવી.

" બસ, બસ, હવે એ ચેંચૂં નહીંજ ચાલે ! લુચ્ચી ! વચન-લાલચ આપીને હવે ઠગે છે !"

" ક્ષમા કરો ! હું અબળાની આપને ઠગવાની શું શક્તિ ?"

" હવે જાણી જાણી એ બધી તારી ફિલસુફી ! બોલ શું જવાબ આપેછે ? કે પછી છેવટનું ઔષધ બળાત્કાર !"

" મારો કે ઉગારો તો પણ આપ સમર્થ છો ! બળાત્કાર કરશો તો પણ પ્રબળ પુરૂષ આગળ અબળાનું શું ગજું ? પણ એ વાત તો નહિજ બને !"

"નહીંજ બને! એમકે? ત્યારે તો હવે હું જોઇશ! જો નહિ બને તો પૂરી થઇશ! એમ ન જાણતી કે મારૂં છિદ્ર તારી સમક્ષ ઉઘાડું કરી તને હું જીવતી જવા દઉં!"

"મરવા માટે તો તૈયાર જ છું. વ્હેલું કે મોડું મરવું તો છેજ ના?"

"એમ? ત્યારે તો થા તૈયાર! તારા જેવી સુકુમાર સ્ત્રીઓના ઉછરતા લોહીથી મારી તરવાર ચકચકિત થશે!" વિશયશંકરે મ્યાનમાંથી તરવાર બહાર કાઢી અને વિમળા સામે ધરી. ઉઘાડી તરવાર જોતાં કોમળ હૃદયની બાલિકાઓ બૂમો પાડતી ઉઠીને નાસી ગઇ. સુભગા પાસેના ખંડમાંથી બહાર આવી.

"સાહેબ! સાહેબ! આશું કરોછો?"

"ચૂપ રહે! ચાલી જા અહીંથી! અહીં તારૂં કામ નથી!" વિશયશંકરે સુભગાની છાતીમાં જોરથી મુક્કો માર્યો. તે બિચારી અર્ધ મૂર્છિત થઇ લથડી ગઇ અને જો પાસેના મેજે તેને આધાર ન આપ્યો હોત તે પછડાઇ પડત.

"બોલ! હવે છેલ્લો જવાબ શું આપે છે? હા કે ના? વિશયશંકરે તરવાર ઊંચી કરી ઉગામી.

"ના."

"ના?"

પુસ્તક શાળામાંથી માણસોનો ધસારો થતાં તરવાર સ્થિર થઇ. દૃષ્ટિ વિમળાના દયાર્દ્ર વદન ઉપરથી પુસ્તકશાળાનાં દ્વાર તરફ ગઇ. દ્વાર ઉઘડ્યાં. પદ્મસિંહ એકાએક ધસી આવ્યો.

"લુચ્ચા વિશય! આજ તારૂં કર્ત્તવ્ય કે? મારા રાજ્યમાં તું અબળાઓ ઉપર જુલ્મ કરેછે? ફત્તેહસિંહ! આ હરામખોરને પકડી લ્યો."

માત્ર એકજ પળમાં વિશ્વશંકરની સ્થિતિ બદલાઇ ગઇ. હાથ-પગમાં લોઢાનાં કડાં પહેરાવાયાં. પદ્મસિંહે વિમાળાને ધીરજ આપી. વિમળાએ અશ્રુપૂર્ણ આંખોએ રાજાનો ઉપકાર માન્યો.

——:o:——

## પ્રકરણ ૩૧ મું.

——

### લાંચ આપતાં આવેલી આંચ.



સાહેબના આગ્રહથી જયસિંહને એકલો મૂકીને પણ વિઠ્ઠરાયને સાહેબ સાથે જવું પડયું. પ્રમોદપુરથી નીકળીને સ્વારીને સિદ્ધાં રમણપુરજ જવાનું હતું. રમણપુર પહોંચ્યા પહેલાં વિઠ્ઠરાયે ત્યાંની રાજ્ય-નીતિનો ચિતાર સાહેબને દર્શાવી દીધો હતો. કાર્યભારી મંડળની ધૃષ્ટતા, પ્રજા ઉપર થતો જુલમ, અધિકારી વર્ગની અંધતા વિગેરે બાબતો સાહેબના મગજમાં ઠસાવી દેવામાં વિઠ્ઠરાયે કચાશ રાખી નહોતી.

"સાહેબ! રમણપુરના સ્ટેટની તો બારીકીથી તપાસ કરવાની જરૂર છે! એ તો આપ ત્યાં જશો ત્યારે જ આપને માલૂમ પડશે. રાજાને આપવામાં આવતો ત્રાસ તો જોઈ ન શકાય તેવો છે. થોડા વખત પ્રજાને બિચારા ભોળા એટલે કારભારીઓને ફાવ્યું છે. કૃપણરાયની દીવાનગીરી પહેલાં રમણપુર તરતી સ્થિતિમાં હતું તે હાલ સ્ટેટનાં દફતરો નીચે દેવામાં ડૂબી ગયેલું છે! આ સધળી બાબત આપને ખુશી રાખવાની ખાતર ત્યારે આપ જોશો ત્યારે જાણશો. આપ જો જો તો ખરા!" તો તેઓ કેવું કેવું કરશે! આપ

"વહ લોગ ક્યા કરેગા? હમારી ખુશામત કરનેમેં ઉનકી ક્યા મુરાદ હોયગી?"

"સાહેબ! આપ તો પ્રમાણિક અને વળી નવા છો, એટલે આપ શું જાણો? તેઓ આપની ખુશામત કરશે, તે એવા હેતુથી કે તેમના કારભારથી આપ ખુશી થાવ અને દફતરો વગેરે તપાસવાની જરૂર આપને ન જણાય! તેઓ આપની ખુશામત કરશે એટલું જ નહિ પણ તેઓ આપને એવી એવી બાબતોમાં મગ્ન રાખશે કે આપનો વખત નકામો ચાલ્યો જાય! આવી આવી હિકમતો તો તેઓ અનેક કરશે!"

વહ લોગ ઐસા બદદાનત હે? વહ બાત હમકું તુમને સમજા દી ઓ અચ્છા કીયા! ઐસા હરામખોર લોગકું સખ્ત શિક્ષા હોની ચાહીયે! અચ્છા ઉધર પહુંચકર, પીછે હમ સ–બી દેખેગા!"

સ્વારી રમણપુર પહોંચી. સાહેબ સાથે વિઠ્ઠલરાય સિરસ્તેદાર થઇને આવેલ છે એ વાત કાર્યભારી મંડળના જાણવામાં આવતાં સઘળાના હોશ કોશ ઉડી ગયા. વિઠ્ઠલરાયને પીડવામાં કૃપણરાયે કાંઇ કચાશ રાખી નહોતી તેથી તેને ખાત્રી હતી કે આ વખતે વિઠ્ઠલરાય તેને પીડવામાં કાંઇ બાકી રાખશે નહિ. કૃપણરાયના ડાબા હાથનું કાંડું કપાઇ ગયું હતું જેથી રાજ્યનું સઘળું કામ કરવાને તો તે નિર્બળ થઈ ગયો હતો, તો પણ જ્યાં સુધી લખાણ ઉપર સહી કરવાને એનો જમણો હાથ હાજર રહી શક્યો હતો ત્યાં સુધી કારભાર કરવાનું જારૂ રાખવાની એની કૃપણતાએ એના હૃદયનાં પ્રેરણા કરી હતી. જે દિવસે રમણપુરના પાધરમાં સાહેબનો મુકામ થયો તે દિવસે સઘળું પ્રપંચી મંડળ એકઠું થયું. વિઠ્ઠલરાય તરફની બીક સહુના હૃદયમાં નિવાસ કરી રહી હતી. તેઓ સઘળા માની જ રહ્યા હતા કે વિઠ્ઠલરાય તરફ કરેલાં અપકૃત્યોનો બદલો વાળવાને તે આ સમય ચૂકશે નહિ.

"સિરસ્તેદાર! સમય બારીક આવ્યો છે, હો! આપણું પોગળ

અહીં આવજો એટલે આપણે બન્ને જઇશું. રૂપિયા હું અહીં મંગાવી મૂકીશ ।"

"વળી ક્યાંથી મંગાવવાના હતા ?"

"ત્રિજોરીએથી ! આપણે ક્યાં ગાંઠનું ગોપીચંદન ઘસતાં શીખ્યા છીએ ? એતો એનું પોગળ ઢાંકવાને એનો સાલ્લો ઓઢાડવો !"

"એ પણ ખરૂં !"

ઇધર તીધર વાતો કરી સહુ કોઇ વેરાયા. રાત્રિ પડતાં કૃપણરાય અને ન્યાયાધીશ ગાડી જોડાવી સાહેબના મુકામ તરફ રવાના થયા.

આ વખતે વિદ્વદ્રાય રાત્રિ–ભોજનથી પરવારીને સાહેબને કેટલીએક બાબતોથી માહીતગાર કરવામાં રોકાયો હતો. વિદ્વદ્રાય જ્યારે કોઇ અવનવી વાતો સાહેબને જણાવતો ત્યારે સાહેબ આશ્ચર્ય ચકિત થતા હતા અને વિદ્વદ્રાયનો આભાર માનતા હતા. સાહેબને દેશી રજવાડાનો બિલકુલ અનુભવ હતો નહિ તેથી કાંઇપણ રાજ્યખટપટની વાત જાણતાં તે આશ્ચર્ય ચકિત થતા હતા અને એવી ખટપટોને જડ–મૂળથી છેદી નાંખવાને અભિલાષા દર્શાવતા હતા.

રાત્રે વખત ઠરાવ્યા મુજબ કૃપણરાય અને ન્યાયાધીશ, સાહેબને તંબુએ પહોંચ્યા. રાવટીની નજીક આવતા ચોકીદારે રોકલીચ એટલે વિદ્વદ્રાયની રજા મંગાવી.

"સાહેબ ! આપ હવે જરા પાછળના રૂમમાં બેસો. તે લોકો મને ભોળવવાને અને ખુશી કરવાને આવ્યા જણાય છે માટે જે જે તેઓ બોલે તે સઘળું આપ પાછળ બેઠા બેઠા સાંભળો." વિદ્વદ્રાયે કહ્યું.

"Oh yes! I'll hear it fully."

સાહેબ પાસેના રૂમમાં જઇ બેઠા. દીવાનને અને ન્યાયાધીશને આવવા દેવા માટે સિપાઇને રજા આપી. વિદ્વદ્રાય તુમારો તપાસવામાં રોકાયો. થોડી વારમાં કૃતઘ્ની મંડળના અગ્રેસરોએ પ્રવેશ કર્યો.

"અહોહો ! પધારો, પધારો કાકા ! આજ તો સેવક ઉપર અ-ત્યન્ત કૃપા થઇ !" વિદ્રાયે વિવેક કરતાં કહ્યું, "બિરાજો, બિરાજો આ આસન પર !"

કૃપણરાયે બેસતાં બેસતાં કહ્યું: "હા ભાઈ! તમને અત્યારે આ જગ્યાએ જોઇ અમને આનંદ થાય છે! ભલા, તમે રમણપુરમાં સારા ઉછર્યા તો અમને પણ લાભ જ !"

"એ તો આપની કૃપાથી જ થયું છે !"

"ભાઇ ! વિદ્રાયભાઇ તદ્દન શાંત સ્વભાવના છે હો ! આટલી મોટી પદવીએ હોવા છતાં જરાએ અહંકાર કે અભિમાન છે?" ન્યાયાધીશે ટાપશી પૂરી.

"એમજ હોય ! વિદ્ગત્તા અને કુળની ઉચ્ચતા ત્યારે જ કહે-વાય કે જો પોતામાં અભિમાન ન હોય ! નહિ તો એ વિદ્ગત્તા પાણી-માંજ તણાઇ ગઇ કહેવાય !"

"કાકા ! અભિમાન તો રાવણનો પણ ક્યાં છાજ્યો હતો ? અભિમાન રાખવું એતો મૂર્ખાઈ જ. પદવી તો આજછે અને કાલ ન-થી, પણ પાછળ લોકોમાં આપણી આબરૂ—બેઆબરૂ થાય તે કાંઇ જવાની છે ?"

"ખરૂંજ કહો છો. પણ વારૂ, સાહેબ કેમ હમણાં જણાતા નથી ?"

"આ સાહેબ જબરા Politician છે. હું જોકે એમનો સિ-રસ્તેદાર છું તોપણ ઘણા ખરા કામમાં તો તેઓ મને પૂછતા પણ નથી અને પોતે પોતાની મરજી મુજબ જ શેરો કરેછે. આ કારણ-થી આખો દિવસ તેઓ ઓફીસમાં બેસી રહી વિચાર કર્યા કરેછે અને કદાચ મારૂં કામ પડે તો મને બોલાવેછે."

"તમને પૂછતા નથી પણ તમને પૂછવા વખત આવેજ એવી યોજના કરવી એ તો તમારાંજ હાથમાં છેની ? ઠુમારોના સંબંધમાં

તેમને પૂરી સમજણ ન પાડીએ તો એમની મેળે પૂછવા આવે અને આપણી મરજી મુજબ કામ થાય ! "

" એમ તો બની શકે ! પણ હું એવી શ્રેણીથી કામ કરવા ઇચ્છા નથી રાખતો. "

" ભાઈ ! વિઠ્ઠ્રાયભાઈ હજી રાજ પ્રકરણી બાબતથી અજ્ઞાત છે તેથી એમ બોલેછે. જ્ઞાત થશે એટલે બધું સમજશે. "

ન્યાયાધીશે કૃપણરાયને કહ્યું.

" ઠીકછે. વિઠ્ઠ્રાયભાઇનું સમજવું ફેર છે. "

" એમ કેમ કાકા ? "

" તમે એમ જાણતા હશો કે સાહેબ પોતાની મેળે શેરો કરે એ ન્યાય પુરઃસર કહેવાય, પરન્તુ જેઓ આ દેશની રીતિ-નીતિથી જાણીતા નથી, તેઓ ન્યાય આપતાં ઘણી વાર અન્યાયને માર્ગે દોરાઈ જાયછે; માટે એવાઓ તો આપના જેવા રીતિ-નીતિથી જ્ઞાત જણને પૂછીને કામ કરે તે જ ન્યાયી અને પ્રજાના હિતનું છે. "

" તે ગમે તેમ હો. "

" ના એમ સમજવાનું નથી. મારે પણ અત્યારે તે જ માટે આવવું પડ્યું છે. હાલમાં અમારા કારકુનો વિગેરે નવાછે અને દફ્તર વિગેરે કાચુંછે માટે આ સ્ટેટની તપાસના સંબંધમાં સાહેબ સારો શેરો કરે એવુંજ આપે કરવું. અગર તો અહીંની તપાસ ન થાય અને પાધરા કેમ્પમાં સિધાવે તો જ સારૂં. આ બધું કરવું એ તમારા હાથમાં છે. "

" એ કાંઈ મારાથી થઇ શકે તેમ નથી, છતાં બની શકશે ત્યાં સુધી યોજના કરીશ. "

" ન થઇ શકે એમતો કાંઇ છેજ નહીં. માણસ ધારે તે કરી શકેછે. વળી બની શકશે ત્યાં સુધી તો અમે આપને તસ્દી જ નહિ

પડવા દઇએ. અહીંઆ જ વધારે વખત વ્યતિત થશે તેમ કરીશું એટલે સાહેબ જલ્દી ઉપડવાની તૈયારી કરશે જ કરશે."

"કેવી રીતે ?"

"રાજાજી સાથે શિકારે મોકલીને એકાદ દિવસ ગાળાવીશું. આસપાસની રમણીય જગ્યાઓ દેખાડીને એકાદ બે દિવસ ગાળીશું. જૂદા જૂદા માણસોની મુલાકાતમાં કાંઇક વખત ગાળીશું અને એમ કરી દિવસ કાઢીશું."

"જેવી તમારી મરજી. મારાથી તો બનશે ત્યાં સુધી તમારૂં હિત કરીશ. આપ મારા મુરબ્બી છો. આપના હાથ તળે જ હું મોટો થયો છું."

"એ તો છે જ. અને એથી જ અમે આટલું અમારૂં કામ આપને સૂચવીએ છીએ ના ? જા, અલ્યા, સીગરામમાંથી પેલું લેઇ આવ." કૃપણરાયે રૂપિયા લાવવા પાસે ઉભેલા નોકરને આજ્ઞા કરી.

"શું છે કાકા ?" વિદ્વદ્રાયે સાશ્ચર્ય પૂછ્યું.

"ભાઇ, એતો કાંઇ નહિ. સ્હેજ."

"ના, ના, કાકા ! કહો તો ખરા; શું છે ?"

"તમારે શું કામછે ? અમારે આપને એક મુબારકબાદીની બક્ષીસ આપવી છે. જા, અલ્યા લેઇ આવ." નોકર ગયો.

"શેની મુબારકબાદી ?"

"તમને આવી ઉંચી પદવી મળી તેની !"

"અને તેને માટે બક્ષીસ ? એ કદિ હોય જ નહીં. હું રાખીશ પણ નહિ."

"ભલા, બક્ષીસ નહિતો પાન સોપારી !"

"શેની પાન સોપારી ?"

"અમે આપને આટલું કામ સૂચવીએ છીએ તેની !"

“ અરે કાકા ! એ આપ શું બોલોછો ? તમે કદિ એ વાત પણ ન કરશો ! કોઇ જાણે તો હું અને આપ બન્ને માર્યા જઇએ !”

“ કોઇ એ ન જાણે. ” નોકરે બે થેલીઓ લાવી દીવાન આગળ મૂકી.

“ કાકા સાહેબ ! આ થેલીઓને અત્યારે હું મારા અને આપના બન્નેની કાળરૂપ જોઉં છું હો ! માટે એ વાત જાવા દો. ”

“ અરે મારા ભાઇ ! તમે ડરોછો શાને ? કોનો ભાર છે કે આપણી વાત કોઇ કરે ? માટે આનાકાની કર્યા સિવાય સ્વીકાર કરી લ્યો. ”

“ ન્યાયાધીશ સાહેબ ! તમારે જ આમાં ન્યાયનું ધોરણ સાચવવાનું છે ! કાકા સાહેબ શું આ વાજબી કરેછે ? ”

“ રમણપુરનું કાર્યભારી મંડળ જે કરે તે વાજબી જ હોય ! કદાચ કોઇનું ખૂન કરે તોપણ દોષિત ન ગણાય ! ”

“ તમે ગમે તેમ ગણો પરંતુ હું તો તે નહીંજ લેઉં ! તમારૂં કામ હું અંતઃકરણ પૂર્વક કરૂં, પણ તેને માટે તમે મને લાંચ આપો તે શું હું સ્વીકારૂં ? કાકા ! એમ તો નહીંજ બને ! ”

“ અરે ! ભલા માણસ ? તમે અમારો આટલો બધો આગ્રહ પણ સમજતા નથી ? ”

ચુપકી પથરાઇ ગઇ. પાસેના રૂમમાં ખખડાટ સંભળાયો એટલે વ્યાકુળતાથી દીવાન અને ન્યાયાધીશ આસપાસ જોવા લાગ્યા. માત્ર બે જ પળમાં સાહેબ આવી પહોંચ્યા. ક્રોધના અંકુરો મુખ ઉપર સ્પષ્ટ રીતે ફૂટી નીકળેલા દેખાતા હતા. ગાભરા બની ગયેલા દીવાન અને ન્યાયાધીશ ભયને લીધે શરીર સંકોચવા લાગ્યા.

“ You fools ! તુમ ઇધર રૂસ્વત દેનેકું આયે હો ? ”

દીવાન અને ન્યાયાધીશ ઉભા થઇ થર થર ધ્રૂજવા લાગ્યા ! વિદ્યારાય સ્મિત ભર્યે મુખે એક બાજુએ જઈ ઉભો. સાહેબના ગુસ્સા ભર્યા ઉતાવળા શબ્દોથી દીવાનથી બોલી જવાયુંઃ “ ના, સાહેબ. ”

"તુમ રૂસ્વત નહિ દેતે હો ક્યું? ઝૂટ બાત કહેતે હો? હમેરે કમ્પાઉન્ડમેં ગુનાહ કરકે ઝૂટ બોલતે હો? વિદ્દ્રાય! પોલિસકું બુલાઓ."

"સાહેબ! આ બન્નેમાં એક અહિંના દીવાનછે અને બીજા ન્યાયધીશ છે."

"ઉસમેં ક્યા હુવા? હમ ઉન દોનુંકું જેલમેં ભેજેગા!"

પોલિસ આવ્યો. તેને બન્ને જણાને સોંપવામાં આવતાં બન્નેનાં મ્હોં લેવાઇ ગયાં. સાહેબે કહ્યુઃ "Bidvadroy! you did very well! યહ રૂપે સમાલકે જામિનમેં રખો!"

"વારૂ સાહેબ!" વિદ્દ્રાયે જવાબ વાળ્યો. "સાહેબ એમનું કામ ક્યારે ચાલશે?"

"દો દિન પિછેસેં. ઉન હરામખોરકે બાસ્તે હમારે જાહીર નોટિસ નિકાલનેકી હે!"

"સાહેબ! તો તો પ્રજાની ઘણી અરજીઓ પડશે જ પડશે."

"ઐસા લોગકું સજા કરનેકા હમકું લઆઇઝમ હે!" કહી સાહેબે તંબુ છોડયો.

"ચલો, આગે હો જાઓ." સિપાઇએ દીવાન અને ન્યાયાધીશને કહ્યું.

આકાશમાંથી અચાનક વિજળીનો ચમકારો થતાં સ્ત્રી જેમ કમ્પી જઇ આંચકો ખાઇ જાય છે તેમ આ બન્ને રાજ-કેદીઓનાં શરીર ખમચ્યાં. કેદીની સ્થિતિમાં પોતાની જાતને જોઇ રૂપિયાની કોથળી સામે નજર કરી બન્નેએ વિદ્દ્રાય સામું જોયું. વિદ્દ્રાયે સ્મિત કર્યું. કેદીઓની આંખમાંથી અશ્રુ ટપક્યાં.

"વાહ, વિદ્દ્રાયભાઇ! આપને આ ધ-ટી-ત છે?" દીવાને અશ્રુપૂર્ણ આંખોએ કહ્યું.

"કાકા સાહેબ ! ખોટું નહિ લગાડશો. હોય ! 'વખત વખતની છાંયડી.' મને તો કાંઇ ઘટીત નથી પરંતુ આપનાં સુકૃત્યોને તો આ થયું તે લાયક જ છે. માટે ડરશો નહિ !"

"ભાઇ ! જરા વિચાર કરત 'તો કે તમે આ રાજ્યનું જ ખાઇને મોટા થયા છો તો તમે આ શું કર્યું ?"

"મેં રાજનું અન્ન ખાધું છે અને તે માટે જ હમેશાં રાજનું ભલું કરવાને હું તત્પર રહું છું. જે આ થયું તે પણ રાજના ભલા અર્થેજ, કાકા સાહેબ !"

"પરન્તુ એક જાતિભાઇ તરીકે મારા ઉપર દયા રાખવી જોઇતી હતી."

"મેં દયા જ રાખી છે. કૃત્યોનો યોગ્ય બદલો આપવો તે દયા જ કહેવાય. આપના ડાબા હાથને બારવટીઆએ બદલો આપ્યો અને લાંચ આપનાર જમણા હાથને મેં બદલો આપ્યો છે, કે જે જમણા હાથે પ્રજાનું ભલું આપ મુરબ્બી સાહેબથી કદિ થયું જ નથી ! માટે હવે શાન્તિ રાખો ! અગાઉથી વિચાર કર્યો હોત તો આમ ન થાત માટે સત્વર તુરંગમાં સિધારો !"

"અરેરે ! શું હાથનાં કર્યાં હૈયે જ વાગ્યાં ?"

"અલબત, તેમજ."

બન્ને જણાએ દયાજનક ચ્હેરે તંબુ છોડયો. પોલિસ પાછળ ચાલ્યો. વિક્રમરાય વિચાર કરતો કરતો તંબુમાં ફરવા લાગ્યો અને છેવટે સુઇ ગયો. કેદીઓએ આખી રાત પશ્ચાત્તાપમાં અને રોવામાં ગાળી.

———:::———

# પ્રકરણ ૩૨ મું.

## એક વધારે આફ્ત.




મળા પદ્મસિંહના આશ્રય તળે રહી. તેનું મુગ્ધ વદન જોઇને પદ્મસિંહને બહુજ દયા આવતી અને તેથી તે તેની તરફ હમેશાં રહેમની નજરથી જ જોતો. કન્યાશાળાની હેડ મિસ્ટ્રેસ તરીકે તેની નીમણુક કાયમ રાખવામાં આવી. પદ્મસિંહ એક સુશીલ રાજા હોવા છતાં વિમળાએ તેને પણ પોતાની ખરી નાત જણાવી નહોતી.

જુલ્મસિંહ અને મદનસિંહની કુટિલ મિત્રાચારી હજી ચાલુજ રહી હતી. પોતાના પિતા તરફથી વિમળાને આશ્રય મળેલો જોઇ જુલ્મસિંહ દાંત કચડવા લાગ્યો; " રાંડ ! મને મારીને નાસી ગઇ. અને હજી પણ મારૂં જ ખાય !! ઠીક છે એને પણ હું દેખાડી દઇશ ! "

વિમળા પોતાને મારીને નાશી ગઇ હતી એ જુલ્મસિંહ કાંઇ ભૂલી ગયો નહોતો. હજી પણ એનું વ્યભિચારી ચિત્ત વિમળા પર ચોંટીજ રહ્યું હતું. લાગ પડે અને પિતાજી હા કહે તો તેને પરણવાનો પણ જુલ્મસિંહનો વિચાર હતો. જુલ્મસિંહે આ વિચાર મદનસિંહને જણાવ્યો.

" મદન ! પેલી રાંડ હજી આપણા હાથ નીચે છે હો ? હવે શું વિચાર છે ? "

" તમારો વિચાર તે મારો વિચાર ! "

" મારો વિચાર તો એ છે કે પિતાજીને કહી એની સાથે લગ્ન કરવું. "

"અરરર ! એ વિચાર તો છોડી જ ઘો ! એની સાથે તમારૂં લગ્ન કદિ પિતાજી થવા જ ન દે ! એ રાંડ આપણને પણ ક્યાં બદે તેવી છે ? અને શું પિતાજી એની મરજી વિરૂદ્ધ તમારી સાથે એને પરણાવે પણ ખરા ?"

"એને આપણે લાલચથી મનાવીએ તો ?"

"અરે ! એ વાતજ મૂકી ઘો ! તમારી લાલચ એની પાસે નહીં ફાવવાની ! રાંડ એમ તો સતી છે ! વળી પિતાજીને તો એણે પોતે બ્રાહ્મણી છે એમ કહ્યું છે એટલે પરણવાનું તો કદિ બની શકે જ નહિ !"

"ત્યારે કેમ કરવું ?"

"હું તો એમ કહું છું કે એને છેડવામાં માલ જ નથી !"

"ના, ના. મને તે મારી ગઇ છે એનો બદલો તો એને આપવોજ આપવો !"

મદનસિંહનું મન કચવાયું; "તો કાંઇક બીજો ઉપાય કરી પાછી તેવીને તેવીજ રીતે સપડાવીએ અને સિદ્ધી રીતે ન માને તો બળાત્કારે મનાવીએ."

"હા, કાંઇક તેમજ કરીએ ! શું કરીશું ?"

"પણ લુચ્ચી કોઇ રીતે સપડાય એવો લાગ પણ હવે તો નથી રહ્યો."

"ગમે તેમ કરીને પણ કાંઇક તદબીર શોધ્યા વિના ચાલે તેમ નથી."

"ઠીક છે. આવતી કાલે કાંઇક યુકિત કરી હું જવાબ આપીશ."

બન્ને મિત્રો છૂટા પડ્યા. મદનસિંહ યુક્તિ શોધવામાં રોકાયો. સુશીલ વિમળા પોતાના કાર્યમાંજ નિમગ્ન હતી.

પદ્મપુરથી એકાદ કોસ દૂર અંબિકાનું મંદીર હતું. વિમળા હમેશાં સાંજે ત્યાં દર્શન કરવા જતી અને તે માટે પદ્મસિંહે તેને એક બગી અને એક નોકર આપ્યો હતો. આજે સાંજે તે પોતાના નિયમ પ્રમાણે બગી જોડાવી મંદીરે જવાની હતી. આ લાગ જોઇને જુલ્મસિંહ અને મદનસિંહ રસ્તો રોકીને બેઠા હતા.

વિમળાના નોકરનું નામ દેવો હતું. દેવો ભોળો, પરંતુ પૈસાનો લાલચુ હતો, તેથી મદનસિંહની યુક્તિ ફાવવા પામી હતી. થોડા પૈસાની લાલચથી અને કુમારની બીકથી દેવાએ મંદીરને બદલે બીજે માર્ગ બગી હાંકવાની હા કહી હતી. સ્વામીની સેવામાં તત્પર અને સ્વામીનું હિત ઇચ્છનારા નોકરો પણ જો પૈસાની લાલચમાં ફસાય તો તેઓ હરકોઇ પ્રકારે ઉલટે રસ્તે ચાલે છે. દેવો નિમકહલાલ હતો, ભોળો હતો, [illegible] કરવામાં કુશળ હતો પરન્તુ છેવટમાં તેને મદનસિંહે ફસાવ્યો.

સૂર્યાસ્ત થવાને હજી દોઢેક કલાકની વાર હતી. સંકેત-સ્થળને માર્ગે વિમળાની બગી જોસભેર દોડી જતી હતી. ગાડીવાનના મનની ઉત્સુકતાથી હમેશાં કરતાં બગી આજે ઉતાવળી ચાલતી હતી અને માર્ગ ખાડા-ખાબોચિયાંવાળો હોવાથી બગી હચમચ્યાં કરતી હતી જેથી માંહે વિમળાનું નાજુક શરીર પણ વાયુથી થરથરતી વેલની જેમ હાલતું હતું. બગી હમેશના કરતાં આજે જૂદે જ માર્ગે જાય છે એ સંજ્ઞા સુખ-દુઃખના વિચારમાં લીન થએલી વિમળાને ન હતી. આવા એકાંતના વખતમાં વિમળાને પતિ અને માતા-પિતાનું સ્મરણ થયાં કરતું હતું અને ત્યારે પોતાની શારીરિક સ્થિતિનું ભાન તેને રહેતું નહિ. સંધ્યા ધીમે ધીમે અદ્રશ્ય થવા લાગી. સૂર્ય પોતાનું તેજ ઘટાડવા માંડ્યું, પશ્ચિમ દિશા સ્વામીનો સત્કાર કરવાને ઉત્સુકતાથી લાલ થઇ ગઇ અને પક્ષીઓનો કલરવ કાન સાથે અથડાવા લાગ્યો, તો

પણ મંદીર હજી ન આવ્યું. હમેશના નિયમથી ટેવાએલી વિમળાએ વિચાર-પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થઇ માર્ગ ભણી ચક્ષુને દોર્યાં! ચક્ષુએ મુખદ્વારને ઉઘાડયું.

"દેવા! ઉંઘે છે કે શું?"

"કેમ બા?"

"બગી કયે માર્ગે જાય છે એ કાંઇ ખબર પડે છે?"

"હા. બગી જાુલ્મસિંહને ઠરાવેલે ઠેકાણે જાય છે!"

"હેં!!!" ઉચ્ચાર મુખમાંથી સરી પડયો. અલ્પ સમય અદ્રશ્ય થએલું દુઃખ પુનઃ ચક્ષુ સમીપ આવેલું જણાયું. હૃદયનો થરથરાટ શરૂ થયો. 'શું સ્થિતિ થશે?' એ વિચારે મતિને શૂન્ય બનાવી મૂકી.

"હાય! હાય! છેવટ દુઃખના કૂપમાં ડુબી મરવાનું જ રહ્યું હેં?! શું દુઃખમાં જ આ ક્ષણિક આયુષ પૂરૂં કરવું લિખિત હશે? દુઃખમાં ફસેલા પતિ અને પિતા-માતાને શું પુનઃ સુખ-સૂર્ય-દર્શન કરાવવાને હું ભાગ્યશાળી નહીં જ હોઉં? હરિ! હરિ!" ઉંડા નિશ્વાસ સાથે ચક્ષુએ અશ્રુ-બિંદુ ટપકાવ્યાં.

"દેવા! મેં તને સારો માનીને રાખ્યો અને છેવટ શું તું નિમકહરામ જ નીવડીશ કે? ભલા! મેં તારો શું અપરાધ કર્યો છે કે તું મને નકામી દુઃખમાં ઝીકે છે? જરા દયા તો રાખ!" વિમળાએ નમ્ર અવાજે દેવાને વિજ્ઞપ્તિ કરી.

"બા! તમે તો મારો કાંઇ ગુન્હો નથી કર્યો! હું કદિ નિમકહરામ નીવડયો નથી અને નીવડત પણ નહિ; પણ શું કરૂં? કુંવર સાહેબની બીકથી મારે નિમકહરામ થવા વખત આવ્યો! અરેરે! ચાકરીમાં પણ કાંઇ ઓછું પાપ છે? અનેક કાળાં ધોળાં કરવાં!" વિવેક બુદ્ધિથી વિચાર કરનાર દેવાએ કહ્યું.

"દેવા! ત્યારે હવે અહીંથી બગી પાછી વાળ તો રાજા કનેથી

તને ખૂબ ઈનામ અપાવું, માટે ભલો થઈને પાછો વળ !

“અરે બા ! ઈનામ લઈને પણ કુંવરના જ રાજ્યમાં રહેવું ની ? ત્રીજે દિવસે ધાણ કાઢી નાંખે ! મારાથી તો એ ન થાય !”

“ત્યારે શું તને જરા પણ દયા નહિ આવે ?”

“બા ! તમારા ગરીબડા મ્હોં ઉપરથી તો મને બહુ એ દયા આવે છે, પણ શું કરૂં ? આ પાપી પેટની વેઠથી આમ કરવું પડે છે !”

“ત્યારે અહીંથી તું મને મારે ગામ લઈ જા.”

“ પણ પકડાઉં તો મારા શું હાલ થાય ? અત્યારે તો હું દયા લાવવા જાઉં પણ પછીથી મારી જ દયા લાવવા જેવી સ્થિતિ થઇ પડે. ”

“ પણ તને પકડાવા જ ન દઉં તો કેમ ? મારા બાપ જમીનદાર છે તે તને પોતાની પાસે રાખશે; અને ત્યાં ગયા પછી તો હું જ તને ન્યાલ કરી દઇશ ! ”

દેવાને જરા વિચાર થયો. બગીની ગતિ મન્દ પડી. દયાને હૃદયમાં જરા અવકાશ મળ્યો. “ તમારા બાપ કયે ગામ રહે છે ? ”

“ પ્રમોદપુર. ભાઇ દયાની ખાતર ભલો થા, અને ચાલ. પ્રભૂ તારૂં કલ્યાણ કરશે ! ”

“ બા. ભો તો બહુ રહે છે. પણ હશે ! ઇશ્વર ! ઇશ્વર ! ”

બગીની ગતિની દિશા ફરી અને તે સાથે ભયમાંથી બચી જવાનો આનંદ વિમળાના હૃદયમાં પ્રવેશ્યો.

“ ભાઇ દેવા ! બગી જોરથી હાંક કે જલદી એ દુષ્ટોની નજરમાંથી દૂર જતાં રહીએ. ”

દેવાએ એક ડચકારા સાથે બળદને આરવાળો પરોણો માર્યો અને બળદ માથં ધુણાવતા દોડયા.

પ્રમોદપુરને માર્ગે પડી. વખત બરાબર થયો પણ હજી બગી તેમની નજરે પડી નહીં તેથી જુલ્મસિંહના હૃદયમાં ઉત્સુકતાનો સંચાર થયો.

" ભાઇ મદન ! વખત તો થયો પણ હજી રાંડ આવી નહીં !"

" હા. પણ માર્ગ જરા કપરો છે એટલે કદાચ વાર થાય ! હવે થોડા વખતમાં આવવી જોઇએ. "

સૂર્યરાજાએ પૃથ્વીને છેલ્લું વંદન કર્યું. આકાશ રક્ત વર્ણ થઇ ગયું. રાત્રિ દેવીનો પગરવ નજીકમાં જ સંભળાતો હતો. પૂર્ણિમાના ચંદ્રે પૂર્વ દિશામાં દેખાવ દીધો હતો અને મન્દ ગતિથી તે ચાલ્યો આવતો હતો.

" મદન ! આ શેનો અવાજ સંભળાય છે?" જુલ્મસિંહે બળદની ઘંટડીનો અવાજ સાંભળ્યો.

" ઘંટડીનો અવાજ લાગે છે ! "

" હા. એ તો એ જ ! આ ડચકારો સંભળાય છે તે પણ દેવાનો જ ! જોયું કે ? જો આપણને ખબર ન રહી હોત તો રાંડ ક્યાંની ક્યાંએ નીકળી જાત ! ચાલો, હવે દોડો !"

" હા, દોડો જ. હમણા ભેગા થઇ જઇશું."

વિશય-વૃત્તિ દોડી. ઝાડનાં ઉભાં રહેલાં ઠુંઠાં, પથરા અને ખાડા સાથે અથડાતા-કુટાતા બગીની નજદીક પહોંચ્યા. મદનસિંહે હાક મારી: " અલ્યા, દેવા ! બગી ઉભી રાખ, ઉભી રા—ખ ! "

દેવો બીનો. ભયે હૃદયની સાથે શરીરને પણ હચમચાવી મૂક્યું. બળદ ઉપરથી નજર ખશીને ઝાડી ભણી ગઇ તો મદનસિંહ અને જુલ્મસિંહને દોડતા આવતા જોયા. બગી હાંકવાનું ભાન ન રહ્યું.

" હાય ! હાય !! હવે તો મરી ગયો ! લ્યો બા ! આ તો આવ્યા ! હાય! હાય! હવે હું શું કરીશ ? જરૂર એ મને પૂરો કર-

! હે ઇશ્વર ! હું વળી ક્યાંથી દયા લાગ્યો ? "

" શું આવ્યા ? હરિ ! હરિ ! ભાઇ દેવા ! મારા તો હવે પ્રાણ જ જવાના ! તું તારે એમ કહેને કે મેં આ રસ્તો જાણ્યો તો. પણ અરે ! હવે મારા શા હાલ ? માંડ માંડ બચી જવા પામી હતી, પણ વળી પાછી સપડાઇ ! એ દુષ્ટો જરૂર મને હેરાન કરશે અને એમની નીચ મુરાદ કદિ પાર પાડવાની નથી જ ! ઇશ્વર ! ઇશ્વર ! " અલ્પ સમયનો આનંદ શોકમાં ફેરવાઇ ગયો. દોડી આવતા જુલ્મસિંહ અને મદનસિંહને જોઇને વિમળા તેમને ટાળી સરખા લેખી શરીર સંકોચવા લાગી.

માત્ર થોડીજ પળોમાં બન્ને જણ બગીની નજીક આવી પહોંચ્યા. દેવો હજી બગીને દોડાવ્યાંજ જતો હતો, તે તેણે ઉભી રાખી અને આશ્ચર્ય પામતો હોય તેમ બોલ્યો: " કોણ ? કુંવર સાહેબ ! મેં જાણ્યું કે કોઇ ચોર હશે ! "

"અલ્યા, તું કયે માર્ગે ગાડી દોડાવી જતો હતો ?" મદનસિંહ પાસે આવતો આવતો બોલ્યો; " અમે તને આ માર્ગે ગાડી લાવવાનું કહ્યું હતું કે પેલે માર્ગે ? "

" મેં જાણ્યું કે તમે આ માર્ગ કહ્યો છે તેથી આ માર્ગે લઇ જતો હતો; પણ હવે માફ કરજો બાપજી, કોઇક વાર ભૂલ પણ થાય !"

" ના, પણ દેવો ઠીક ઝપાટાબંધ આવ્યો ! " જુલ્મસિંહ બોલ્યો. " કેમ ક્ષત્રિયાણી સતી ! મજાહ પડે છેના ? તે દિવસે મારીને નાસી ગઇ હતી પણ યાદ રાખજે કે જો આ વખતે નહિ માને તો જીવ ખોઇ બેસીશ. "

" અરે ! વારે વારે તે એમ ઠગી જશે કે ? કેમ હવે શું વિચાર છે ? ચાલ હેઠી ઉતર. "

થરથરતી વિમળામાં જવાબ દેવાની શક્તિ નહોતી. વિશયી પુ-

રૂપ પાસે બહુ બોલવું નિરર્થક થઇ પડે છે એટલુંજ નહિ, પરંતુ ઉલટી એની વૃત્તિ એથી વધારે કઠોર થઇ પડે છે. વિમળા જુલ્મસિંહની જંગલી વૃત્તિને સારી પેઠે પિછાણતી હતી. આ વખતે તે પોતાના મનથી સિદ્ધ કરી રહી હતી કે આમાંથી બચવાતું નથીજ, તેથી કાંઇ પણ ન બોલતાં, સતિત્વ સંરક્ષણ કરતાં જીવ ખોવો પડશે એ ભયથી થરથરતી થરથરતી, બગીમાંથી નીચે ઉતરી, અને નમ્ર અવાજે બોલી: " ભાઇ ! અત્યારે હું તમારા હાથમાં આવીછું. તમે મને હેરાન કરશો તો હું આત્મઘાત કરી મરીશ પરંતુ ડગીશ નહિ, એ નિશ્ચિત સમજજો. "

" હવે એ તો બધું ડહાપણ સમજ્યા ! તું અમારાથી નહિ માને, પણ આ ચળકતી તરવારથી માનીશ ! " જુલ્મસિંહે તરવાર ઉગામી.

" કાં હવે છેવટનો વિચાર શું છે ? માનવું છે કે પછી બળાત્કાર કરવો ? " મદનસિંહ બોલ્યો.

" કોટી ઉપાયે તમારી દુષ્ટ મુરાદ પાર પડવાની નથી માટે કાં તો મને મુક્ત કરો અગર તો મને મારી નાંખી સ્વર્ગે પહોંચાડો!'

" અરે વહાલી ! તું મારા ભુવનમાં તો આવ. ખરેખર તે સ્વર્ગના જેવુંજ છે ! "

" તારા એ સ્વર્ગને હું નર્ક સમાન માનુંછું. "

" ભાઈ ! એ એમ નહીં માને ! " મદનસિંહ કરડકીથી બોલ્યો, અને વિમળાને જોરથી એક ધક્કો માર્યો. એક નિરાધાર વસ્તુ જેમ જમીને સાથે અથડાઇ પડે છે તેમ વિમળા પડી ગઇ, અને સૃષ્ટિ ઉપર થતું પાપ કલંકી ચંદ્ર નિહાળી રહ્યો ! વિમળાને ભોંય ઉપર પડી ગઈ જોઇ દેવો પણ દુર ઉભો ઉભો કંપવા લાગ્યો અને બિચારી વિમળાની દુઃખી સ્થિતિએ એના હૃદયને પણ ગભરા-

ચી મૂક્યું. ક્રૂર મદનસિંહ છાતી ઉપર ચડી બેઠો અને વિમળા રૂપી નાજુક વેલીના પુષ્પરૂપી કોમળ સ્તન ઉપર મુક્કા મારવા લાગ્યો ! નિરાધાર અબળાના સતિત્વનો ભંગ થતો જોઈ રોઇ ગઇ, અને ઇશ્વરને સંભારવા લાગી. ક્રૂરના પંજામાંથી કોઇ પણ ઉપાયે છુટી શકાય તેમ નહોતું. છેવટનો ઉપાય આત્મહત્યા કરવાનો હતો; પરન્તુ આ વખતે તેમ કરવું પણ વિમળાને અશક્ય હતું.

" કેમ ? લુચ્ચી ! હવે માનવું છે કે નહિ ? ' મદન-રાક્ષસના મુખ-ધનુષ્યમાંથી વચન-શર નીકળ્યાં, પરંતુ વિમળામાં જવાબ આપવાની શક્તિ નહોતી. તેનું કોમળ હૃદય ગભરાઇ ગયું હતું અને ગભરાટ ચક્ષુ દ્વારા સરી પડતો હતો.

" જુલ્મસિંહ ! રાંડના પગ બાંધો, બળાત્કાર સિવાય નહિ માને ! અલી, હજી કહુંછું કે માનની ! જો, કુંવરની રાણી થઇશ તો આખા જન્મારાનાં દુઃખ ટળી જશે અને મોજ માણતી થઇશ ! આમ રખડતી ફરીશ તેથી કંઈ તારો દહાડો વળે એમ તું માનીશ મા. માટે ભલી થઇને કુંવરના બંગલાને શોભાવ. "

મદનસિંહના શબ્દો સાંભળી વિમળામાં એકદમ બોલવાની શક્તિ ઉત્પન્ન થઇ. " ક્રૂર ! તું મને જલ્દી મારી નાંખ ! મને તારાં અનીતિનાં વચનો હવે વધારે વાર ન સંભળાવીશ ! મારે અત્યારે મરવું જ છે માટે તું મારી મુરાદ પૂરી કર. "

" જુલ્મસિંહ ! બાંધો એના પગ ! હું હાથ બાંધું છું અને પછી જોઇએ છીએ કે રાંડ કેમ નથી માનતી ? અને ન માને તો છેવટ પૂરી તો કરવી જ હેના ? આટલું આટલું કરીને રાંડને જીવતી જવા દઇએ તો ક્યાંક આપણું ઉધું જ વાળી દેના ?"

વિમળાના કદલી સ્થંભ સરખા પાદદ્વય બંધાયા. હાથ પણ બંધાતા હતા ! કોમળ કંઠમાંથી ઝીણો ઝીણો રોવાનો સાદ નીકળતો

હતો. દુષ્ટ હજી છાતી ઉપર બેસી પોતાનું કઠોર ભાષણ ચલાવ્યા જતો હતો. જેમ જેમ વિમળાનું રૂદન વધતું જતું હતું તેમ તેમ આકાશમાં ચંદ્ર પણ પોતાનું પ્રયાણ વધારતો જતો હતો.

સતીનું સતિત્વ ભંગાત, પરંતુ એટલામાં પાસેની ઝાડીમાંથી માણસના એક ટોળાનો પગ-રવ સંભળાવા લાગ્યો અને જુલ્મસિંહ તથા મદનસિંહ પૂતળાંની માફક ઝાડી સામે નજર કરી રહ્યા!

—:o:—

## પ્રકરણ ૩૩ મું.

### પાપનું પ્રાયશ્ચિત.




વાન અને ન્યાયાધીશ કોટડીને સ્વાધીન થઇ ચૂક્યા. વિઠ્ઠલરાયે રૂપિયાની કોથળીઓ જપ્તીમાં રાખી અને બન્ને જણ પકડાયાના સમાચાર અમલસિંહને કહેવરાવ્યા. દીવાનને નિમકહલાલ અને રાજ્ય હિતેચ્છુ માનનાર રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

“ શું દીવાન અને ન્યાયાધીશ પકડાયા ? એ વાત સંભવે જ કેમ ? આટલા આટલા વરસ નેક ઇમાનદારીથી રાજ્યની નોકરી કરીએ સરકારના ગુન્હામાં કેમ આવે ? પેલા લુચ્ચા વિઠ્ઠલરાયનું કાંઇક તરકટ હોવું જોઇએ. એ લુચ્ચાએજ આ બિચારાને ફસાવ્યા હશે ! ઠીક છે. હું જોઉં છું કે એ લુચ્ચો કયાં સુધી ફાવવાનો છે ? ”

વિચારમાળા પુનઃ ફરવા લાગી.

“ આખરે એણે એનો ભાવ ભજવ્યો, હેં ! જયસિંહને જ હું કહેતો હતો કે એ હરામખોર લુચ્ચો છે માટે એની સોબત છોડજે ! પણ એ પાજી પણ એની શિખામણ પ્રમાણે ચાલ્યો. ”

અમલસિંહ વિચારમાં પડયો. લોકોની ઉચ્કેરાએલી લાગણી ઉપરથી દીવાનની કારભાર–પદ્ધતિ તેનાથી સમજાઇ. પુત્રને માટે ઉંધું સમજાવ્યું તે પણ પોતાથી સમજાયું. પશ્ચાત્તાપ થવા લાગ્યો પરંતુ હવે તે નકામો હતો.

"ત્યારે શું જયસિંહના વેવાઇશાળ માટે પણ દીવાને મને ખોટુંજ સમજાવ્યું હશે?"

"હા! તેમજ. મને પણ હવે રહી રહીને સમજાય છે. આ બધુંએ તરકટ એ લુચ્ચાઓનુંજ છે. પણ હવે જયસિંહને તમે જલ્દી બોલાવી લ્યો. તે પરણ્યો તો હશે જ, અને આપણી આંખો ટાઢી. કાગળમાં લખજો કે દીવાનનું સઘળું પોગળ વેરાયું છે અને હવે સઘળી વાત સમજાઇ છે; એટલે તે જરૂર આવશે. નક્કી લખજો હો!"

વિચારમાં ડૂબી ગયેલો અમલસિંહ ઉઠયો. આજે પ્રભાતમાં સાહેબ સાથે શિકારે જવાનું હોવાથી નોકર–ચાકર માર્ફત સઘળી તૈયારીઓ કરવા લાગ્યો. કેટલીક વારે સાહેબનું માણસ આવ્યું અને સમાચાર કહ્યા કે સાહેબ તૈયાર થઈ રાહ જોતા ઉભા છે, એટલે અમલસિંહ સાહેબને તંબુએ ગયો.

કેદખાનાની કોટડીમાં દીવાનની સ્થિતિ જાણવા લાયક થઇ હતી. મધ્યરાતને સમયે તેને જેલરને સ્વાધીન કરવામાં આવ્યો હતો ત્યારથી પોતે કરેલાં કુકર્મોનો પશ્ચાત્તાપ તે કરતો હતો અને વ્યથિત હૃદયથી અશ્રુ નિગાળતો હતો.

"અરે ઇશ્વર! હવે મારી શી ગતિ?! હવે મારી શી સ્થિતિ થશે? અત્યારેજ શું અનેક કુકર્મોનો બદલો ભોગવવાનો વખત આવ્યો?"

ચક્ષુ મીંચાઇ ગઇ અને દૃષ્ટિ સમીપ ભૂતકાળનાં કુકર્મી પાપી ચિત્રોનો દેખાવ તરવરવા લાગ્યો. અધર્મી ચિત્રો કલ્પનાથી પણ જોઇ

ન શકાતાં શરીર સંકોચાયું અને રૂંવાટી થરથરી. વર્તમાન સ્થિતિનું સ્મરણ થયું.

"હાય ! હાય ! ! ઘરબારને સીલ થયા ! બાયડી રઝળી ? ધન માલનો નાશ થઇ ગયો ! બીજા તો સઘળા જેવાને તેવાજ રહ્યા પરંતુ તે સઘળાનો અગ્રેસર હું તો પકડાઇજ ગયો ! હાય ! હાય ! અનેક પાપીકર્મોનો બદલો અત્યારે મને મળ્યો ! અનેકને લૂંટ્યા, અનેકને ડારો દઇને પૈસા કઢાવ્યા, અનેકના માલ ઉચાપત કરી ખાઇ ગયો, અનેકની ગુપ્ત ચોરીઓ કરી, એ સઘળું એકજ પળે નષ્ટ થઇ ગયું હેં ! ! ! અરેરે ! શું અધર્મનું પરિણામ આવું જ હશે ? ખરેખર અત્યારે મેં તે અનુભવ્યું !"

"હાય, હાય ! શું પણ લોકોને હેરાન કરીને ઘર ભર્યું તેનું પરિણામ કાંઇ આટલુંજ છે ? પ્રજા બધી અરજીઓ ઉપર અરજીઓ ફેંકવા લાગી છે અને એમાં તો મારૂંજ વટાયું હશે ! કોઇનામાંથી પાંચસો ઉચાપત કર્યા હશે તો કોઇનામાંથી પાંચ હજાર ઉડાવ્યા હશે. એ બધું પોગળ હવે વેરાઇ જવાનું ! અને એનું પરિણામ આ મૂરખ જીવને હજી હવે સહન કરવાનું છે ! અને શું શિક્ષા કરશે ? હાય ! હાય ! એતો કાંતો કોરડા મારશે ! બાપલિયા ! એ તે કેમ સહેવાય ? લાંબા વખતથી મોજ મજામાં કારભારીને નામે પલંગમાં આળોટ્યા તેનાથી હવે એ માર કેમ સહેવાય ? શિવ ! શિવ ! શિવ ! શિવ ! ! ! ત્યારે હું શું કરૂં ?"

હૃદય મુંઝાઈ ગયું ! મારની કલ્પનાએ આંખમાંથી અશ્રુ-બિંદુ ટપકાવ્યાં ભૂતકાળમાં મળતું માન અને ભોગવાતા મોજ શોખનું સ્મરણ થવા લાગ્યું.

"અરે ! મેં કેવાં કેવાં સુખ ભોગવ્યાં છે ? કેટલું કેટલું માન મેળવ્યું છે ? બજારમાં જ્યારે મારી ગાડી નીકળતી ત્યારે મને સલામ

ભરનારાઓનો તો એક ગઢ થઇ રહેતો ! પણ અત્યારે ? હાય ! હાય ! મારાં કુકર્મ એવાં છે કે તેઓજ અત્યારે મને કેદમાં પડેલો જોઇ ખુશી થતા હશે ! અને ખરેખર તેઓ એમજ ઇચ્છતા હશે કે હું આમાંથી ન છૂટું તોજ સારૂં ! હાય હાય ! મારી હજારો જણ ખુશામત કરતા હતા, તેમાંનું અત્યારે કોઇ આશ્વાસન આપવા પણ આવે-છે ? શેનું આવે ? તેઓનો મુદ્દિતાશય પરિપૂર્ણ થયો હશે ! હરિ ! હરિ!"

સ્મરણ શક્તિએ મગજનાં દ્વાર ઉઘાડયાં.

"અરેરે ! વિદ્રૂદ્રાયે પણ પોતાની ઇચ્છા પૂરી કરી ! એને અને કુમારને પીડવામાં પણ ક્યાં મેં બાકી રાખી છે ? ખરેખર, તેનોજ બદલો મને વિદ્રૂદ્રાયે આપ્યો છે. હું આ બધાએ પસ્તાવો કરૂં છું પણ તે હવે શા કામનો ? 'પાણી પીધા પછી ઘર શું પૂછવું ?' જો અગાઉથી વિચાર કર્યો હોત તો કાંઇ ન થાત ! હાય, હાય ! બિચારા અપીણી રાજાનો પણ મેં કેટલો ગુન્હો કર્યો છે ? ખરેખર હું આ શિક્ષાને લાયક જ છું ! મારા કુકર્મોએ મને આ સ્થિતિએ પહોંચાડયો છે તે ઉચિત જ થયું છે !"

ભૂત અને વર્તમાન કાળના વિચારોની તુલના કરી.

"હે ! ઇશ્વર ! અત્યારે કેવી સ્થિતિએ પહોંચ્યો છું ? હાય ! હાય ! જે હું દીવાન સાહેબ કહેવાતો, અને આખું ગામ વાંકું વળી સલામ ભરતું તે દહાડા શું હવે હમેશને માટે ગયા જ ? અહા હા ! જે હું ગાડી વિના કદિ પગે ચાલતો જ નહીં તેને જ્યારે ભર બજારમાં થઇને કેદીની મીશાલે દરબારમાં લઇ જશે ત્યારે મને કેવું લાગશે ? ખરેખર, ત્યારે લોકો મારી પાછળ દોડશે અને પત્થર પણ ફેંકશે, કેમકે તે વખતે કાંઇ દીવાન તો થોડો જ કહેવાવાનો હતો? હાય ! હાય! આટલું આટલું અપમાન મારાથી કેમ સહેવાશે રે બાપ ! આ કરતાં તો જીંદગીની દોરી ટચ્ દઇને તોડી નાંખવી એ જ બહેતર !"

" બસ, ત્યારે મરવુંજ ! પણ કેવી રીતે ? "

એકાદ ક્ષણ વિચાર થયો પરન્તુ તુરતજ સ્મરણ થયું. આગલે દિવસે રાજા માટે અફીણ ખરીદ્યું હતું તે પોતાના ગજવામાં રહી ગયું હતું તે સાંભર્યું. " આહા ! જ્યારે કુદરત મરવાની પ્રેરણા કરે-છે ત્યારે ઉપાય પણ અનાયાસે જ મળી આવે છે ! "

થરથરતે અંતઃકરણે અફીણ ઘોળ્યું, ઘોળતાં અનેક વિચાર થવા લાગ્યા, પૃથક્ પૃથક્ વૃત્તિઓ ઉદ્‌ભૂત થવા લાગી વર્તમાન સ્થિતિનો વિચાર આંખમાંથી અશ્રુ ટપકાવવા લાગ્યો !

" અરેરે ! છેવટ મારે આવો જ વખત આવ્યો હેં ? જીવ ! જો સુકૃત્યો કર્યાં હોત અને પ્રજાને સુખી કરી હોત તો આવો વ-ખત ન આવ્યો હોત; પણ અરે ! નર્કના અધિકારી જીવને બીજે ક્યાં ગમે ? દુષ્ટ જીવ પોતાની દુષ્ટતામાં રમે છે ત્યારે જ સુખ માને છે ! કુકૃત્યો કરતાં શું આવો વિચાર પણ આવતો હતો ? શાને આવે ? ' સુખે સોની અને દુખે રામ ?, હે જીવ ! હવે લાંબો વિચાર કરવો છોડી દઇ આ અમૃતનું પાન કર ! "

કસુંબો હાથમાં લીધો ! મ્હોંએ અરકાડ્યો પણ જીવ ન ચાલ્યો !

" હાય ! હાય ! હજી પણ હું જીંદગીથી કંટાળ્યો લાગતો નથી ! હાય ! હાય ! હું આ પીશ ! પછી શું થશે ? પછી ? પછી તો આ ફાની દુનિયાનો ત્યાગ ! અરેરે ! શું મારી આ સ્થિતિ ? શું હું આ પીઉં જ ? શું ત્યારે મારે મરવું જ ? શું ત્યારે હવે વાર ન લગાડું ? પી જ જાઉં ? અહા ! મન કેવું આનાકાની કરે છે ના ? અરે બાપ ! હે હરિ ! છેવટ આ કુકર્મી જીવને આવો વખત આ— "

એટલજ પળમાં કસુંબો મ્હોંએ માંડ્યો અને પી ગયો !

——:૦:——

# પ્રકરણ ૩૪ મું.

---

## ચંદ્ર–ચકોર.




ડીક પળોમાં દસેક જંગલી માણસનું એક ટોળું જુલ્મસિંહ અને મદનસિંહને ઘેરી ઉભું રહ્યું. સતીની છાતી ઉપરથી મદનસિંહ બેઠો થઇ બોલ્યો.

" ભાઇઓ ! તમે શા માટે અહીં આવ્યા છો ?"

ટોળામાંથી એક જણ બોલ્યો. " દીખો તો સહી ? સાલા આનેકા સબબ પૂછતા હે ! તુમ ઇધર કાઇકું આયે હેં ? "

" તમે ગમે તે હો. તમને જે જોઇએ તે આપીએ પણ અમારા ખેલમાં ભંગ કરશો નહીં ! "

" મારો દીચરો ! જો તો ખેલ માંડીને બેઠો સે ? અરે ! હહ્ડા ! આ બઇ કૂણુ સે ? "

" તેનું તમારે શું કામ છે ? તમારે જે જોઇએ તે લ્યો ! " જુલ્મસિંહે કહ્યું.

" હું અં. અમારે શું કામ છે ! " એક જણ આંખો નીચી ઢાળી કરડાકીથી બોલ્યો. " અમારે તારો જીવ લેવો છે. આપી દે ઝટ પટ. "

જુલ્મસિંહ જુસ્સામાં આવી ગયો. ખીસામાંથી રાઇફલ કાઢી અને લુંટારૂઓ સામે તાકી; " બોલો કોને જીવ લેવો છે ? હરામખોરો ? તમે અમને ઓળખો છો ? "

આ ડરથી કાંઇ લુંટારા બી ગયા નહિ પરંતુ ઉલટા વધારે જુસ્સામાં આવ્યા.

" અલ્યા ? તું કયાંઇનો રાજા–બાજા છું તે આમ ડરાવી દે છે ?

બહુ બળુકો હો તો થા સામો ?" લુંટારૂઓની તરવારો ચળકી. મદનસિંહ જીવ લેઇ નાઠો અને જુલ્મસિંહે એકાદ બે બહાર કર્યા પણ ખાલી ગયા. લુંટારૂઓ જુલ્મસિંહ ઉપર તૂટી પડયા અને થોડા વખતમાં તેને ઠાર કર્યો.

"મારો હહરો ! જાણે ક્યાંકનો રાજા હોય ની ? અલ્યા બાદર ! આ સગરામ જોડી લે ?"

"મગર દીખો ! વહ ઓરત કોન હે ?"

"કેમ બાઈ? તું કોણ છે ?"

"ભાઇ! હું એક દુઃખી સ્ત્રી છું. એ દુષ્ટો મને અહીં લાવી હેરાન કરતા હતા તેવામાં ઇશ્વરે મારા રક્ષણ માટે તમને મોકલ્યા."

વિમળાની નમ્ર વાણીએ લુંટારૂઓના હૃદયમાં દયાંકુર ઉત્પન્ન કર્યો. વિમળા બોલતી હતી તેટલો વખત સહુ કોઇ શાંત રહી ગયા.

"ઠીક બોન ! ઠીક ! સાલ અમારી હાથે ! બીશ નંઇ હો બા ? અમે તને શખી કરશું ?"

"તમે મને શું કામ લઇ જાવ છો ! હે ઇશ્વર ! હજી પણ કેટલુંક સહેવાતું લખ્યું હશે ?"

"ભા ! તું બી માં ! અમે અમારા નાયક પાસે તને લેઇ જઇશું. તે બહુ જ ભલા છે. ચાલ બોન ! બેશી જા, આ સીગરામમાં."

વિમળા બગીમાં બેઠી. લુંટારૂઓએ પાસે ઉભેલા હૈવાને હાંકવા બેસાડી દીધો અને લુંટારૂઓનું માંડલું બગી પછવાડે ચાલ્યું.

ચલમ ભરવાને તાપણું કરીને કેટલાક લુંટારાઓ ઝાડીમાં બેઠા હતા. મંડળનો નવો અંગભૂત જયસિંહ પણ તેમાં સામેલ હતો. લુંટારાઓ લૂંટ અને દીવાનના કારભાર વિષે જૂદી જૂદી તરેહની વાતો કરવામાં ગુંથાયા હતા એટલામાં સીગરામ પહોંચ્યો. આજે તો લૂંટમાં સીગરામ આવેલો જોઇ સહુ કોઇ રાજી થયા.

સીગરામ થોભ્યો. એક જણે પાછળનું બારણું ઉઘાડયું એટલે વિમળા ઉતરી પડી. પથર ગોઠવીને બનાવેલા એક ચોતરા ઉપર એક ફાટું તુટું ગોદડું પાથર્યું હતું તે ઉપર વિમળાને બેસવાને સૂચવવામાં આવતાં વિમળા બેઠી. સહુ કોઈ એ દુઃખી સ્ત્રીનું વૃત્તાંત સાંભળવા આસપાસ ભરાઇને બેઠા. લુંટારૂઓની તેમજ જયસિંહની આંખો, વિમળાના વદન ભણી જ તાકી રહી હતી.

"અલ્યા બાદર! મશાલ કર. બધાથી આ ઝાડીમાં અંધારે નહિ બેસાય. કેમ નાયક શાબ?"

"હા. આવા અઘોર જંગલમાં અંધારે બેસવું એ જોખમ ભરેલું તો ખરૂં જતી?" જયસિંહે ઉત્તર આપ્યો. વિમળાના કાનને આ સ્વર અણધારી રીતે મધુર લાગ્યો.

મશાલ થઇ. પ્રસરેલા તિમિર-ગણનો કેટલેક અંશે નાશ થયો અને આસપાસમાં સર્વત્ર પ્રકાશ ફેલાઇ રહ્યો. સહુ કોઇ દુઃખી વિમળાના વદન સામે તાકી રહ્યા.

વિમળાની આંખો લુંટારાઓના ટોળા ઉપર પડતાં એક પછી એક મુખ ભણી તે નજર કરવા લાગી. જયસિંહ ઉપર નજર કરતાં તેના લુંટારૂને ન છાજે તેવા પોશાક ઉપરથી વિમળાની આંખો સ્થંભી રહી.

"બોન! હવે તારી હકીગત કે."

"હું મારી હકીકત શું કહું? હું એક રજપૂતની દુખી સ્ત્રી છું. પદ્મપુરની કન્યાશાળામાં હું નોકર હતી ત્યારથી એ દુષ્ટોની દાનત ફરી હતી. તમે જે બે જણને માર્યા તેમાંથી એક પદ્મપુરના રાજાનો દીકરો હતો અને બીજો તેનો ભાઇબંધ હતો."

"હેં! ત્યારે તો મારો દીકરો જોર કરતો હતો તે ખરૂં. રાજા તો ખરો!"

"તેઓ મને આ ગાડીવાનને ખૂટવીને જૂદે રસ્તે લાવ્યા અને

મને ફસાવી. જો તમે ન આવ્યા હોત તો જરૂર મારો પ્રાણ જાત ! હું તમારો આભાર માનું છું.

"ઠીક બા, ઠીક. કહો નાયક સાહેબ ? હવે આ બાઇને ક્યાં રાખવા વિચાર છે ?"

"એ બાઇની હકીકત હજી ઘણી અધૂરી છે, તે મારે પૂછવી પડશે." જયસિંહે કહ્યું.

"પૂછો ત્યારે. કેમ બ્હેન જવાબ આપીશને ?"

"હા. મારા હિતેચ્છુઓને હું જવાબ નહીં આપું તો કોને આપીશ ?"

જયસિંહ—"તમે કન્યાશાળામાં કયા હોદ્દા ઉપર હતાં ?"

વિમળા—"હેડ્ મિસ્ટ્રેસના હોદ્દાપર."

જયસિંહ—"ઠીક. એ દુષ્ટોની તમારા ઉપર બદદાનત છે તે તમે જાણતાં હતાં ?"

વિમળા—"હા."

જયસિંહ—"જ્યારે જાણતાં હતાં ત્યારે તમે તમારાં સગાં વહાલાં કે પિતા કિંવા પતિ માર્ફત તમારો બચાવ ન કરી શક્યાં ?"

વિમળા કાંઇ ન બોલી. આંસુના ચળકાટે ઉત્તરના રૂપમાં દર્શન આપ્યું.

જયસિંહ—"કેમ જવાબ નથી આપતાં ? આમાંથી કોઇને માટે તમારે કાંઇ શંકા રાખવી નહીં."

વિમળા—"હું શું કહું ? પતિ તેમજ પિતા મારાથી દૂર છે. હું દુઃખી વિયોગિની છું."

જયસિંહ—"તમારા પતિ ક્યાં રહે છે ?"

વિમળા—મારે અને એમને પ્રમોદપુરમાંથી વિયોગ પડ્યો છે."

જયસિંહ—વ્યાકુળ થયો. તે વિમળાજ હોય એવું સ્વપ્ન ભોગવવા લાગ્યો.

વિમળા ચકોરીની જેમ જયસિંહ ભણીજ તાકી રહી.

જયસિંહ—"હરકત ન હોય તો વિયોગ પડવાનું કારણ જણાવશો ?"

વિમળા—"વિયોગ પડવાનું કારણ કાંઈ નથી. કારણભૂત એક પ્રપંચી સ્ત્રી છે."

જયસિંહની, તે વિમળા હોવાની કેટલેક અંશે ખાત્રી થઈ. મન વધારે ઉત્સુક થયું. ધારણા ખુલ્લી પાડી.

જયસિંહ—"તમારા નામનો પ્રથમાક્ષર અને તમારા પતિના પ્રથમ બે અક્ષર મેળવવાથી 'વિજય' શબ્દ થાય છે ?"

વિમળા ચકિત થઇ. જવાબ ન દીધો.

જયસિંહ—"જવાબ નથી આપતા તેનો ભાવાર્થ 'હા' જ હોવો જોઇએ. તમારૂં નામ વિમળા છે ?"

વિમળા—"હા."

જયસિંહ—"મને ઓળખો છો ?"

લુટારાઓ ચકિત થયા અને આ રસિક સંવાદ સાનંદાશ્ચર્યથી સાંભળી રહ્યા.

વિમળા—"ઓળખું; પરંતુ ઉંધે માર્ગે દોરાઈ જાઉંતો ખોટું થાય."

જયસિંહે નિશ્વાસ નાંખ્યો; "ઇશ્વર ! ઇશ્વિર ! હું તારી અજબ કૃતિનો ક્યાં પાર પામીશ ?" જયસિંહ વ્યાકુળ ચિત્તથી પણ ધૈર્ય રાખીને બોલ્યો.

વિમળા—"નિઃશ્વાસ શા માટે નાંખો છો ? મને કહેશો કે તમે કોણ છો ? આ અજવાળામાં હું તમને બરાબર ઓળખી શકતી નથી જેથી હું જાણું છું, તે બોલી શકતી નથી."

જયસિંહ—" હું છું "–વિરામ લીધો; " જયસિંહ. "

વિમળાના ઉત્સુક હૃદયમાંથી ઉદ્‌ગારો નીકળી પડયા; " હેં ? શું મારા વ્હાલા પતિ ! "

આસપાસ બેઠેલાઓની લજ્જા ન રાખતાં સતી પતિને ભેટી પડી. મુખમાંથી સ્મિત સ્ફુરાવવા લાગી. સાશ્ચર્યાનંદથી નિર્બળ થઇ ગએલો જયસિંહ મુંઝાઇ ગયો. અંતઃકરણથી ઇશ્વરનો આભાર માનવા લાગ્યો. કેટલીક પળો સુધી હર્ષ–સાગરમાં તણાતું યુગ્મ સહુની અજાયબી વચ્ચે જેમની તેમ સ્થિતિમાં રહ્યું. આશ્ચર્ય સહિત આનંદનો બોજો હૃદય ઉપરથી અલ્પ થયો અને સતીને લજ્જા–રીતિનું સ્મરણ થયું, સ્મરણે પતિથી થએલો આશ્લેષ નષ્ટ કર્યો. વિરહને અન્તે સંમીલિત થએલાં પતિ–પત્ની એક બીજાથી શરમાવા લાગ્યાં. પતિના મુખમાંથી પ્રથમ ઉચ્ચાર નીકળ્યો.

" વિમળા ! આપણે મળ્યાં " જયસિંહની આંખો મીંચા ગઇ. તેનાથી આગળ ન બોલાયું.

જયસિંહ કે વિમળા કોઇ ન બોલી શક્યું. લુંટારાઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓએ આ શું વિચિત્ર બનાવ બન્યો તે જાણવાની જિજ્ઞાસા કરી; જયસિંહે તે અભિતૃપ્ત કરી.

" ભાઇઓ ! હું રમણપુરના દીવાનનો વેરી છું પણ હું રમણપુરનો પાટવી છું. તમે મારૂં નામ જાણતા હશો પણ મને ઓળખતા નહિ હો. દુષ્ટ દીવાનની ખટપટથી હું પ્રમોદપુર ગયો. ત્યાંના રાજાની પુત્રી સાથે મારૂં લગ્ન થયું. "

" આ બેઠાં તે જ તમારી સ્ત્રી કે ? " એક લુંટારાએ પ્રશ્ન કર્યો.

જયસિંહે હા પાડી અને બ્યાન આગળ ચલાવ્યું. " ત્યાંની કેટલીક ખટપટને લીધે મારો અને એનો વિયોગ થયો. હું રમણ-

પુર જવા નીકળ્યો હતો તેવામાં બે દીવસ થયાં તમારી સરદારી લી-ધી અને મારૂં ખોવાઈ ગએલું રત્ન તમે મેળવી આપ્યું હું તમારો આભાર માનું છું."

એક જણ બોલ્યો: " અમે પૂરા ભાગ્યશાળી કે તમે આવી ચડ્યા. તમે અમારા રાજા અને અન્નદાતા. દીવાનની લુચ્ચાઇથી અ-મારા રાજાનું રાજ્ય અમે ખોઇ બેઠા અને બારવટે નીકળ્યા છીએ. હવે તમે અમારો નીવેડો કરો."

" જયસિંહે કહ્યું. " આપણને સાંજે ખબર મળ્યા કે દીવા-ને કાંઇક સરકારનો ગુન્હો કર્યો અને તેથી તે પકડાયો છે. હવે સ-ઘળું પોગળ ઉઘાડું પડ્યું છે. મહારાજ પણ બધું સમજ્યા હશે; મા-ટે કાલે જ સવારે આપણે રમણપુર ભણી રવાના થઇએ. તમારી બી-જી ટોળીઓને તમારે જવાના સમાચાર દેવા અને કહેવરાવવું કે અ-મે ફરીથી તેડવા આવીએ ત્યારે તમારે આવવું. તમારો નીવેડો આ-વી ગયા પછી આપણે તેમને તેડવા મોકલશું."

જયસિંહના શબ્દોએ સઘળો નિર્ણય કરી વાળ્યો. સહુને સંતો-પ થયો. અનાયાસે પાટવી આવી ચડ્યા અને પોતાનો બારવટાનો હેતુ પાર પડ્યો જોઇ લુંટારાઓ અભિતુષ્ટ થયા, અને સહુ વિચાર કરતા કરતા વેરાઇને પોત પોતાને સ્થાનકે ગયા.

વિમળા અને જયસિંહ એકલાં પડ્યાં, અને બન્નેનાં હૃદય એકાંતમાં ખાલી થયાં. વિતકનું વર્ણન થયું. ભૂત અને વર્તમાન ઇતિ-હાસોથી બન્ને જણ અજ્ઞાત હતાં તે જ્ઞાત થયાં. પતિ-ચંદ્રે પ્રેમ-સુધા વરસાવી અને મ્હોં વિકાસી રહેલી ચકોરીને શાંત કરી તેના હૃદયને આનંદિત કરી મૂક્યું. નિશિથનો સમય વ્યતિત થતાં બન્ને સૂતાં પરંતુ આનંદને ચકડોળે ચઢેલાં તેમનાં હૃદયોએ નિદ્રા-ને દૂર જ હાંકી કાઢી.

પ્રભાત થતાં રમણપુર ભણી પ્રયાણ કરવાને સહુ તૈયાર થયા- સઘળા ઇતિહાસથી જાણીતા કરવાને એક જણને સરદારસિંહ પાસે મોકલવામાં આવ્યો અને બીજા એક જણને કરસન પાસે મોકલવામાં આવ્યો. તૈયારી થઇ રહેતાં, બારવટા સાથે ઝાડીને પણ હાસ્ય યુક્ત વંદન કરી સહુ રસ્તે પડયાં.

---

## પ્રકરણ ૩૫ મું.

### પુત્રે પિતાને ઉગાર્યો.



સમય બપોરનો હતો. તદ્દકો વાદળીઓ હતો એટલે જંગલનો અર્ધો ભાગ તડકાવાળો અને અર્ધો ભાગ છાંયડાવાળો દેખાતો હતો. વાદળાંની ઘટામાંથી સોંસરાં નીકળતાં આદિત્યનાં કીરણો ખેડુતોનાં શરીરને પ્રસ્વેદથી રેબ-ઝેબ કરી મૂકતાં હતાં. ખુલ્લા મેદાનમાં નજર કરતાં માથે ગાંસડા પોટલા ઉપાડીને જતા ખેડુતો જોવામાં આવતા હતા. થોડા જ વખત પહેલાં વરસાદ થએલો હોવાથી ઘાસના લીલાછમ જેવા કોંટા ફૂટયા હતા અને તેથી લીલા રંગની શેતરંજીના કકડાઓ ઠેકાણે ઠેકાણે પાથરી દેવામાં આવ્યા હોય તેવો આભાસ થતો હતો. હરણનાં ટોળાં લીલું ઘાસ ચરતાં નજરે પડતાં હતાં અને આસપાસમાં માણસનો પગ-રવ સાંભળતાં કંઠ ઉંચા કરી તાકી રહેતાં હતાં. આજુબાજુ આવી રહેલાં ખેતરોમાંથી જમીન ખેડતા ખેડુતોના, બળદ હાંકતાં થતા ડચકારા અને જમીન સાથે ઘસડાતા હળના અવાજ કાન સાથે અથડા-હતા. કોઇ ઠેકાણે ઘેરા આસમાની રંગનાં વાદળાં ઝઝુમી રહી પ્રસરી રહેલી સુંદરતામાં વધારો કરતાં હતાં.

આ વખતે આ મેદાનમાં શિકારે આવેલા ટૉડ્ સાહેબ અને અમલસિંહ અહીં તહીં ભટકતા હતા. વાઘરીઓ જાનવરોની તપાસ-માં ફરતા હતા, અને સાથે આવેલા સ્વારો, થાકી જવાથી પાછળ રહી ગયા હતા. હજી સુધી કાંઇ શિકાર હાથ આવ્યો નહોતો તેમજ ઘોડા પણ અત્યંત દોડવાથી થાકી ગયા હતા, જેથી શિકારીઓનાં હૃ-દય પણ તપી ગયાં હતાં. ક્રોધમાંને ક્રોધમાં સાહેબ અહીંથી તહીં અને તહીંથી અહીં ઘોડાને દોડાવી જતા અને અમલસિંહને પાછળ જવું પડતું. આખા જંગલમાં ભટકતાં મધ્યાહ્ન વીતી ગયો:

"રાજા સાહેબ ! અભી તલક કુછ શિકાર નહિ મીલા ! ભૂખ બ્હોત લગી હે, અબ કયા કરેંગે ?"

"સાહેબ ! આપણી પાસે ખાવાનું હતું તે ક્યાં ગયું ?"

"યહ અપકા ગાનસકી પાસ રહે ! તુમ્હારા આદમી સબ્બી પીછે રહે ! વહ લોગ બ્હોત સુસ્ત હે ! અફીમ બ્હોત ખાતે હે !"

અમલસિંહને અફીણ સાંભર્યું. પ્રભાતમાં ઉઠતાં વેંત દીવાન કેદ થયાની વાત સાંભળી અને પછી સાહેબ સાથે શિકારે આવવું પડ્યું હતું એટલે અફીણ લેવાની વાત અમલસિંહને યાદ રહી નહીં. અ-ફીણની દાબડી અમલસિંહ પાસે પણ રાખતો હતો પરંતુ પાસેની દાબડી પણ અત્યારે ખાલી હતી. આગલે દિવસે અફીણ ખૂટી ગયું હતું જેથી લાવવા માટે દીવાનને કહ્યું હતું દીવાને તે લઇ રાખ્યું હતું પરન્તુ રાત્રે સાહેબને તંબુએ કેદ પકડાવાથી ગજવામાં રહી ગયું હતું. એજ અફીણે-જે રાજ્યનું ખાઇને ઘર ભર્યું હતું તેજ રાજ્યના અ-ફીણે-કૃપણરાયનો જીવ લીધો હતો. અત્યારે અમલસિંહને અફીણ સાંભરતાં. હૃદયમાં ધ્રાશકો પડ્યો જેમ જેમ વધારે વાર થવા લાગી તેમ તેમ પેટમાં ગુંચળાં વળવા લાગ્યાં. જીવ મુંથાવા લાગ્યો. હૃદય આકુળ, વ્યાકુળ થવા લાગ્યું. શરીર સુસ્ત થતું જણાયું. શરીરના સાંધા-

ઓમાં નબળાઇનો પ્રવેશ થતો જણાયો. 'હવે હું શું કરૂં ?' એવો વિચાર થતાં છાતી ગભરાઇ જવા લાગી. છેવટે સાહેબને કહેવાનું ઉચિત માન્યું.

"સાહેબ ! આજે મેં અફીણ ખાધું નથી અને આપે સંભાર્યું એટલે હવે મારે અફીણ વિના ચાલશે નહિ."

"કુછ ફીકર નહિ. આજકે દિન તુમ મત ખાવ. પીછેસેં તુમ વહ આદત છોડ દો !"

"સાહેબ ! પછીની વાત તો પછી, પણ અત્યારે તો જો થોડા વખતમાં અફીણ મળશે તો ભલે, નહિ તો મારો જીવ જશે !"

"you fool ! તુમ કેસા આદમી હો ? ઐસી આદત તુમ કાયકું રખતે હો ? અફીમ આખા ઇન્ડીઆકી ખરાબી કરતે હે !"

"સાહેબ ! હવે એ વાત જવા દો અને જલ્દી અફીણની તજવીજ કરો !"

"અચ્છા, તુમ હમારી સાથ ચલો. નજીકકે ગાંવમેં તુમકું અફીમ મીલેંગે !"

"મારાથી તો ચલાશે નહીં કે ઘોડે પણ બેસી શકાશે નહિ. અરેરે ! સાહેબ હવે તો મારો જીવ ચુંથાઇ જાય છે અને પેટમાં વાદ આવે છે !"

"ઓ-હો ! અબ મેં કયા કરૂં ? મેં નજીકકા જંગલકું બી નહિ પિછાનતા હું તબ મેં કીધર જાઉં ? ઓર કહાંસે અફીમ લા દઉં ? કોઇ સ્વાર બી ઇધર નહિ હે ? મેં કયા કરૂં my Lrod ?" સાહેબ દીગ્મૂઢ બની ઘોડેથી નીચે ઉતર્યા. અમરસિંહ પણ થરથરતે પગે ઉતર્યો અને નીચે બેસી ગયો.

"સાહેબ ! હું તો હવે આ જંગલમાંથી જીવતો જવાનો નથી. નજીકમાંથી અફીણ મળવું પણ નથી અને હું હવે આમાંથી બેઠો થવાનો નથી."

અમલસિંહના શરીરના સંધાઓ કળવા લાગ્યા. નીચે પણ બેસી શકાયું નહિ, તેથી જમીન ઉપર સૂઈ ગયો. સાહેબનું હૃદય પણ આ જોઇ ગભરાઇ જવા લાગ્યું 'અબ મેં ક્યા કરૂં ?" એ ઉદ્ગારો મુખમાંથી વારવાર નીકળવા લાગ્યા અફીણના બંધાણી રાજાને માટે અત્યારે આ જંગલમાં એક ઝાડ પણ નહોતું કે જેના છાંયડામાં તે સૂઇ શકે નીચે સૂર્યના આતપથી તપી રહેલી રેતી અને ઉપર સૂર્ય-તાપનાં બળતાં કિરણ !

ગભરાઇ ગયેલે હૃદયે સાહેબ આસપાસ નજર કરતા હતા એટલામાં એક વાઘરી નજરમાં જોવામાં આવ્યો સાહેબે બૂમ પાડીઃ "ઓ બે શિકારી ! તુમ ઇધર આ–"

વાઘરી દોડતો આવ્યો. અમલસિંહને નીચે પડેલો જોઈ તે ગભરાવા લાગ્યો અને બોલ્યાઃ 'શું છે સાહેબ ! શું છે ?'

"નજીકકે ગાંવમેં જાકર તુમ અબ્બી અફીમ લે આઓ ! રાજા સાહેબકું ચાહતે હૈ ! જલદી દૌડકર જા."

" જાઉછું સાહેબ " કહી વાઘરી દોડ્યો.

"પણ સાહેબ ! એને આવતાં કેટલોએ વખત જશે અને જો એક કલાકમાં હવે જો નહિ મળે તો જરૂર હું મરીશ જ ! અરેરે ! મારા આખા શરીરમાં કંઈ કંઇ થઈ જાય છે !"

" તબ મેં ક્યા કરૂં ? O God ! save me with Raja Saheb ! "

એકાદ બે મીનીટો વ્યતિત થઈ. અમલસિંહ દુઃખથી આમ-તેમ આળોટવા લાગ્યો, પગ હાથ સંકોચવા લાગ્યો અને પેટે હાથ ફેરવવા લાગ્યો. સાહેબ આ સઘળું જોઇ રહ્યા. તેની મતિ પણ મુંઝાઇ જવા લાગી.

"ઓ ઓ. ઓ અબી મર જાયગા ! યહ જંગલમેં મૈં ક્યા કરૂં ! ચલ નજીકમેં જાઉ, કોઉ લોગ દિખાતા હૈ !"

સાહેબે ઘોડા ઉપર સ્વારી કરી અને આસપાસમાં જોવા લાગ્યા. સૂર્ય બહુ તપતો હોવાથી આસપાસના ખેતરોમાં ખેડુતો પણ પોતાનાં હળ છોડી બળદને વિશ્રાંતિ આપી પોતે આરામ લેતા હતા જેથી નજીકમાં કોઇ જોવામાં આવતું નહતું. થોડીક વારે જયસિંહનો સીગરામ અને લુંટારાઓનું ટોળું દેખાયું.

"ઓ હો, વહ સીગરામ દીખાતા હય. ઉનકી પાસ બ્હોત આદમી હે ! ચલ, મેં ઉધર જાઉં."

સાહેબ ઘોડો દોડાવી સીગરામ પાસે ગયા. લુંટારાઓએ જયસિંહને કહ્યું કે કોઇ અંગ્રેજી માણસ આવે છે. જયસિંહે કહ્યું કે—"અંગ્રેજી માણસની હરકત નહિ !" તો પણ સહુ હથિયાર સંભાળી સજ્જ થયા. સાહેબે પાસે જઇ અફીણ માગ્યું. સીગરામમાંથી જયસિંહે ડોકું બહાર કાઢ્યું. અને સાહેબને ઓળખ્યા. "કોણ સાહેબછે કે ?"

"કોન ! જયસિંહ ! ઓ હો હો હો ! અચ્છા કિયા. જયસિંહ ! રાજા સાહેબ ઉધર મરને પડે હે ! કોઉકી પાસ અફીમ હોવે તબ લેકર ચલો !"

"કોણ પિતાજી ? ચાલો હું અફીણ લઇ આવુંછું."

લુંટારાઓ માંહેના કેટલાકને અફીણનું વ્યસન હતું તેથી તેઓ અફીણ પોતાની સાથે રાખતા હતા. જયસિંહે તેમની પાસેથી અફીણ લીધું અને સીગરામને જોસભેર દોડાવ્યો.

માત્ર થોડીજ મીનીટોમાં જ્યાં અમલસિંહ પડયો હતો ત્યાં સહુ આવી પહોંચ્યા. અમલસિંહ અત્યારે પગ ઘસડતો હતો, મ્હોંએ ફીણ આવ્યાં હતાં અને જીવ જવાને વાર હોય એમ જણાતું નહતું જયસિંહે નજીક જઇ કહ્યું.

"પિતાજી ! આ કસુંબો પીઓ !"

"ઓ. નો ! ઉનમેં પીનેકી ક્યા તાકાત ? તુમ પીલાઓ તુમ."

જયસિંહે અમલસિંહનું મ્હોં ફાડી તેમાં કસુંબો ધીમે ધીમે રે-ડ્યો તે માંડ માંડ ઉતર્યો.

કસુંબો પીવાથી અમલસિંહનો આત્મા શાંત થયો. શરીરને શાંતિ વળી. ચેતનાની સ્ફુરણા શરીરમાં થવા લાગી અને કેટલીક વારે શુદ્ધિ આવવા લાગતાં આંખ ઉઘાડી પાછી મીંચી દીધી.

" પિતાજી ! આપ હવે બેઠા થાવ; આપના શરીરે કેમ છે ?"

" પિતાજી " શબ્દ સાંભળી અમલસિંહની આંખો પુનઃ ઉઘડી અને જયસિંહ ઉપર પડી. દૃષ્ટિ પડતાંજ પિતાએ પુત્રને ઓળખ્યો; " કોણ ? મારો પ્યા–રો પુ–ત્ર જયસિંહ ?" તુટક તુટક સ્વરે ઉદ્‌ગારો નીકળ્યા.

" હા, પિતાજી !"

અમલસિંહની આંખો પાછી મીંચાઇ ગઇ. હજી તેનું શરીર ઉભું થવાને અશક્ત હતું. થોડીક વારે નજીકમાં મોકલેલો વાઘરી અ-ફીણ લેઇને આવ્યો અને પાછળ રહી ગએલા સ્વારો પણ આવી પ-હોંચ્યા. કેટલીકવારે અમલસિંહનું શરીર સચેત થવાથી તે બેઠો થયો.

" ભાઈ જયસિંહ ! તેં મારો જીવ ઉગાર્યો ! અરેરે ! તું ન આવી પહોંચ્યો હોત તો ખરેખર હું આજે મરી જ જવાનો હતો !" ચાક ખાઇ અમલસિંહ બોલ્યો ! " ભાઈ ! દીવાનનું સઘળું તરકટ હવે મારા જાણવામાં આવ્યું છે. અરેરે ! તને મેં શબ્દો કહ્યા તે ખા-તર હવે હું તારી માફી માગું છું."

" પિતાજી ! એ આપ શું બોલો છો ? હશે, જે થયું તે ખરૂં ! દુષ્ટ મંડળ પોતાનો ભાવ ભજવે ! એને માટે આપે જરાપણ દિલ-ગીર ન થવું. આપનો સ્વભાવ નિખાલસ હોવાથી આપ એમનું ત-રકટ ન સમજી શક્યા પરંતુ છેવટે એ દુષ્ટોને પણ સજા થઇ મારા સાંભળવામાં આવી છે."

" ભાઈ ! જે થયું તે સારૂં થયું ! એ હરામખોરોએ જ મને પા-યમાલ કીધો છે."

* શિલિક નથી.

## જાપાન વીરોથી પણ અધિક બળધારી.

### પૃથુરાજ ચહુઆણ;

( આર્યાવર્તનો અંતિમ મહારાજા ),

વીર પુરૂષોના ચરિત્ર વાંચનારને આ પુસ્તક અતીવ પ્રિયરૂપ છે. ભારત ભૂમિ વિષે આગળ કેવા વીર યોદ્ધાઓ થઇ ગયા કે બરોબરી કરવા હાલના કોઈ પણ વિદેશી યોદ્ધાઓ સમર્થ નથી દેશાભિમાનની જાગૃતિ માટે આ પુસ્તક મહાભારત ગ્રન્થ પછી ૪ નંબરે છે. મુલ્ય ૧—૦—૦ પોષ્ટેજ ૦—૧—૦

## ઔરંગજેબ અને પરમહંસ.

ઔરંગજેબ જેવા જૂલમી, ન્યાય ભ્રષ્ટ બાદશાહના વખતમાં, પ્રતાપ રાજામુડ આદિ સૂર્યકુલ મણિ ક્ષત્રીય વીર નરેન્દ્રોએ પોતાનું પરાક્રમ કેવી રીતે દાખવ્યું હતું ? અને પ્રમીલા તથા સુમ આર્ય વીર બાળાઓએ દુઃખના અનેક વાદળાં તૂટી પડતાં પણ પ્રાણાર્પણ પર્યંત કેવી વીરતાથી રક્ષણ કર્યું ...ની વિમળતાનું ...

૧—૦—૦ પોષ્ટેજ ૦—૧—૦